હિફ્ઝ અને દીની મકાતિબના તલબા વ તાલિબાત માટે ખાસ
અને દરેક મુસલમાન માટે દીની માલુમાતની એક બહૂમૂલ્ય ભેંટ

# તોહફતુત્તલબહ

## (ઇસ્લામી શિક્ષણ)


લેખક

**હઝરત મવલાના મુહમ્મદ અઝમત સાહેબ હરદોઇ**

ઉસ્તાદઃ જામિઅહ હુસૈનિયહ, રાંદેર, સુરત



લેખક

**જામિઅહ હુસૈનિયહ, રાંદેર**

જિ. સુરત (ગુજરાત-ઇન્ડિયા)




اِنْ تَجِدْ عَيبًا فَسُدَّ الخَلَلَا

જો આમા કોઈ ભૂલ હોય તો સુધારી લેશો.

فَجَلَّ مَنْ لَاعَيبَ فِيهِ وَ عَلَا

અલ્લાહની ઝાત જ સર્વોદય છે, જેમાં કોઈ ક્ષતિ નથી

# તોહફતુત્તલબહ

# تُحْفَةُ الطَّلَبَةِ

## (ઈસ્લામી શિક્ષણ)

(લેખક)

હઝરત મવલાના **મુહમ્મદ અઝમત** સાહેબ હરદોઈ

ઉસ્તાદ : જામિઅહ હુસૈનિયહ, રાંદેર, સુરત

(પ્રકાશક)

જામિઅહ હુસૈનિયહ, રાંદેર

જિ. સુરત (ગુજરાત–ઈન્ડિયા)

ફોનઃ૦૨૬૧–૨૭૬૩૩૦૩, ફેકસઃ૦૨૬૧–૨૭૬૬૩૨૭

| | |
|---|---|
| કિતાબનું નામ | તોહફતુત્તલબહ |
| સંપાદક | હઝરત મવલાના મુહમ્મદ અઝમત સાહેબ હરદોઈ |
| માર્ગદર્શક | હ.ઝ.મવ. મહમૂદ શબ્બીર મવ. મુહમ્મદ સઈદ સા. |
| આવૃત્તિ ગુજરાતી | બીજી |
| પ્રત | ૨૦૦૦ (બે હજાર) |
| પ્રકાશન વર્ષ | ૨જજબ ૧૪૩૪ હિજરી / મે ૨૦૧૩ |



## પત્રવ્યવહારનું સરનામુ

**મવલાના મહમૂદ શબ્બીર મવલાના મુહમ્મદ સઈદ સાહેબ**

મુહતમિમઃ- જામિઅહ હુસૈનિયહ, રાંદેર(ગુજરાત, ઈન્ડિયા)પીન૩૯૫૦૦૫


☆☆☆





M.K. Offset Printers, Delhi (M) 9810093901

# અનુક્રમણિકા

# અભિપ્રાય

## હઝરત મવલાના મહમૂદ શબ્બીર સાહેબ દા.બ.

### મુહતમિમ: જામિઅહ હુસૈનિયહ,રાંદેર, સુરત–પ

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

હામિદંવ વ મુસલ્લિયંવ વ મુસલ્લિમા, અમ્મા બા'દ:

આ કિતાબ "તોહફતુત્તલબહ" જેનું સંપાદન આ અહકર બંદાની વિનંતી કરવા પર મવલાના મુહમ્મદ અઝમત સલ્લમહુ (ઉસ્તાદ : જામિઅહ હુસૈનિય્યહ, રાંદેર, સુરત)એ કર્યુ છે, તે મારી સામે છે, અહકરે કિતાબના ઉપર નજર ફેરવી છે, માશાઅલ્લાહ સંપાદકે દીનની જરૂરી અને પાયાની વાતો સારી રીતે તેમાં એકત્રિત કરી છે.

અકાઈદે ઈસ્લામ, અરકાને ઈસ્લામ, સવાર–સાંજની મસ્નૂન દુઆઓ અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રહેણી–કરણી ઉપર થોડો પ્રકાશ નાંખ્યો છે, ખાસ કરીને નવી નસલ (પેઢી) માટે ઉત્તમ સાર આપ્યો છે.

જો શરુઆતથી જ મુસલમાન છોકરા, છોકરીઓની વિચારસરણીમાં આ વાતો તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવે અને તે મુજબ તેમના જીવનને ઢારવામાં આવે તો ઉત્તમ ઈસ્લામી પેઢી તૈયાર થઈ શકે છે. ઈન્શાઅલ્લાહુ તઆલા. ખાસકરીને આ ગુમરાહીના જમાનામાં જયારે કે સખત તોફાની હવાના વાયરા પોતાની તેજીની સાથે સાથે ઈસ્લામી પેઢીને પોતાના અંકુશમાં લઈ બરબાદ કરી રહ્યા છે ત્યારે આ નિર્દોષ બાળકોની ઈસ્લામી તા'લીમ અને તેમના સાર–સંભાળ તરફ ધ્યાન આપવું સખત જરૂરી છે. જો તેમના દિલની પાટી (સલેટ) ઉપર શરૂઆતથી જ દીની તા'લીમની પોલીશ કરવામાં આવશે તો સ્કૂલ અને કોલેજમાં ગયા પછી પણ તેમની દીની વિચાર સરણી ઉપર લકવાનો અસર થશે નહિ.

હાલના વખતને જોતાં બાળકો ઉપર દીની રંગ ચઢાવવા માટે આ કિતાબ એક ઉત્તમ નીમિત (ઝરીઓ) છે. એક તરફ અગર બાળકો માટે ફાયદાકારક છે તો બીજી તરફ મોટા લોકો માટે પણ બેહદ ઉપયોગી છે.

જાë આ કિતાબને મદ્રસાના નાઝિરહ વર્ગોના અભ્યાસક્રમમાં સમાવિષ્ટ કરવામાં આવે તો મુસ્લિમ છોકરાઓને અનહદ ફાયદો થશે. દુઆ છે કે અલ્લાહ તઆલા આ કિતાબને આમ કબૂલિયત અતા ફરમાવે અને દરેક ખાસ અને આમ માણસને આ કિતાબથી ફાયદો ઉઠાવવાની તોફીક ઈનાયત કરે. આમીન

હિતેચ્છુ

(મવલાના) મહમૂદ શબ્બીર ગુફિરલહૂ

# પ્રસ્તાવના

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ, અમ્મા બાદ:

બાળકો આપણી કોમનું ભાવિ અને બહુ મુલ્ય પૂંજી છે, તેમના દિલની સાદી સલેટ (પાટી) ઉપર બાળપણમાં જે કાંઈ કોતરવામાં આવે છે તે ઝિંદગીભર બાકી રહે છે અને તે કોતરણીઓના અજવાળામાં તેઓ પોતાની ઝિંદગીનો રસ્તો નકકી કરે છે અને આ વાત નકકી જ છે કે જે બી વાવવામાં આવે છે તે જ ઉગે છે.

જો ઉપરોકત વાત આપણે પોતાના બાળકો અને વહાલા વિધાર્થીઓના  ઉછેર અને તરબિયત વખતે ધ્યાનમાં લઇએ તો માનનીય ઉસ્તાદો અને માં–બાપના દીની મિજાઝ અને ઈસ્લામી રહન–સહન (રહેણી–કરણી)થી પ્રભાવિત થઈ છોકરાઓ માટે ઈસ્લામ પસંદ કરવું અને દીનદાર બનવું કોઇ જ મુશ્કેલ કામ નથી.

વહીવટી સગવડને ધ્યાનમાં રાખી નાઝિરહ વર્ગોના ઝિમ્મેદારોએ કોઈ એવી રીત અપનાવી જોઇએ કે માનનીય ઉસ્તાદો દરરોજ કોઈ ખાસ (નિયત) સમયમાં છોકરાઓનું તેમની દિમાગ શકિત પ્રમાણે દીનની પ્રાથમિક અને મહત્ત્વની જાણકારીઓ તરફ અને  નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વખતો વખતની દુઆઓ અને ઝિક્રો જે સહીહ સનદથી નકલ કરવામાં આવેલ છે તેના તરફ ધ્યાન દોરે તો આ સામાન્ય ધ્યાન આપવાથી છોકરાઓનાં મનમાં એક મોટો ઈસ્લામી જથ્થો ભેગો થઈ જશે અને તે છોકરાઓની  સંતાનોની સંભાળમાં મહત્ત્વનો ભાગ ભજવશે, ઈન્શાઅલ્લાહુ તઆલા.

ઉપરોકત હેતૂઓને સામે રાખીને આ પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે, જોકે તેમાં આપેલ વિષયો બીજા પ્રાપ્ય સનદી પુસ્તકોમાં ઉપલબ્ધ છે, પરંતુ છોકરાઓ માટે આ પુસ્તકોમાંથી તેને શોધવું મુશ્કેલ કામ છે, એટલે વેરવિખેર વિષયોને એક જગ્યાએ ભેગા કરવામાં આવેલ છે. અલ્લાહ તઆલાથી દુઆ છે કે આ કિતાબને ફાયદા કારક બનાવે અને બંદાની (પોતાની) નજાત (છુટકારા)નો ઝરીઓ (નિમિત્ત) બનાવે, આમીન

વસ્સલામ

મુહમ્મદ અઝમત

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ઈસ્લામના કલિમહ

## કલિમ–એ–તય્યિબહ:

لَآاِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ۔

લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્ર રસૂલુલ્લાહિ. (સ.અ.વ.)

**અર્થ:–** અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના રસૂલ છે.

## કલિમ–એ–શહાદત:

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَ رَسُوْلُهٗ۔

અશહદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ

**અર્થ:–** હું ગવાહી આપુ છું કે અલ્લાહ તઆલાના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી. અને હું ગવાહી આપું છું કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના બંદા અને રસૂલ છે.

## કલિમ–એ–તમજીદ:

سُبْحَانَ اللّٰهِ وَ الْحَمْدُ لِلّٰهِ وَلَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ۔

સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ, વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર,વલા હવ્લ વલા કુવ્વંત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.

**અર્થ:–** અલ્લાહની ઝાત પાક છે અને બધા જ વખાણ અલ્લાહના માટે જ છે અને અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના

લાયક નથી અને અલ્લાહ સૌથી મહાન છે અને કોઈમાં શકિત અને કુદરત નથી પરંતુ અલ્લાહની મદદથી જ કે જે સર્વોચ્ચ અને મહાન છે.

**કલિમ–એ–તવહીદ:**

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ

يُحْيِيْ وَيُمِيْتُ بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ۔

લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ, લહૂલ મુલ્કુ વલહૂલ હમ્દુ, યુહયી વ યુમીતુ, બિયદિહિલ ખૈરુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર.

અર્થ:– અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી, તે એક મહાન અને માત્ર એક જ છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેના જ માટે બાદશાહી છે અને બધાજ વખાણ તેના માટે છે, તે જ જિવાડે છે અને તે જ મૌત આપે છે, તેના જ કાબૂમાં દરેક પ્રકારની ભલાઈ છે અને તે બધી વસ્તુ પર શકિતમાન છે.

**કલિમ–એ–રદ્દિ કુફ્ર :**

اَللّٰهُمَّ اِنِّيْ اَعُوْذُ بِكَ مِنْ اَنْ اُشْرِكَ بِكَ شَيْئًا وَّ اَنَا اَعْلَمُ بِهٖ وَ

اَسْتَغْفِرُكَ لِمَا لَا اَعْلَمُ بِهٖ، تُبْتُ عَنْهُ وَ تَبَرَّأْتُ مِنَ الْكُفْرِ وَ الشِّرْكِ وَ

الْمَعَاصِيْ كُلِّهَا، اَسْلَمْتُ وَ اٰمَنْتُ وَ اَقُوْلُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ

અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ–ક મિન અન ઉશ્રિક બિ–ક શયઅંવ વ અના અઅ્લમુ બિહી, વ અસ્તગફિરુક લિમા લાઅઅલમુ બિહી, તુબ્તુ અન્હુ વ તબર્રઅતુ મિનલ કુફરિ વશશિરકિ વલ મઆસી કુલ્લિહા, અસ્લમ્તુ વ આમન્તુ વ અકૂલુ લાઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્ર રસૂલુલ્લાહ.

અર્થ:– હે અલ્લાહ! હું તારી પનાહ લઉ છું જાણીબુઝીને તારી સાથે

કોઈને ભાગીદાર ઠરાવવાથી અને હું તારાથી માફી ચાહું છું અંજાણપણે શિર્ક થઈ જવાથી, એનાથી તૌબા કરું છું અને હું બેઝાર થાઉ છું કુફ્રથી અને તમામ પ્રકારના ગુનાહોથી, હું તાબેદાર બની ગયો અને ઈમાન લાવ્યો અને હું સાચા વૃદલથી ઈકરાર કરું છું કે અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના રસૂલ છે.

## કલિમ–એ–સય્યિદુલ ઈસ્તિગફાર:

اَللّٰهُمَّ اَنۡتَ رَبِّىۡ لَااِلٰهَ اِلَّا اَنۡتَ خَلَقۡتَنِىۡ وَ اَنَا عَبۡدُكَ وَ اَنَا عَلٰى عَهۡدِكَ وَ وَعۡدِكَ مَاسۡتَطَعۡتُ، اَعُوۡذُ بِكَ مِنۡ شَرِّ مَاصَنَعۡتُ، اَبُوۡءُ لَكَ بِنِعۡمَتِكَ عَلَىَّ وَ اَبُوۡءُ بِذَنۡبِىۡ فَاغۡفِرۡلِىۡ فَاِنَّهٗ لَايَغۡفِرُ الذُّنُوۡبَ اِلَّا اَنۡتَ۔

અલ્લાહુમ્મ અન્ત રબ્બી, લાઈલાહ ઈલ્લા અન્ત, ખલકતની વ અના અબ્દુક વ અના અલા અહદિક વ વઅ્દિક મસ્તતઅતુ, અઊઝુ બિક મિન શર્રિ મા સનઅ્તુ, અબૂઉ લક બિનિઅમતિક અલય્ય વ અબૂઉ બિઝમ્બી ફગ્ફિર લી ફઈન્નહુ લા યગફિરુઝ ઝુનૂબ ઈલ્લા અન્ત.

**અર્થ:**– હે અલ્લાહ! તમે મારા પરવરદિગાર છો, અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી, તમે જ મને પૈદા કર્યો છે અને હું તમારો બંદો છું અને હું તમારા શપથ અને વાયદા પર પોતાની કોશિશ પ્રમાણે કાઈમ છું. પનાહ લઉ છું તમારી, મારા પોતાના કરતૂતોના શરથી, જે નેઅ્મતો તમે મને આપી છે એનો ઈકરાર કરું છું અને પોતાના ગુનાહોને કબૂલ કરું છું. બસ તમે જ મને માફ કરી દો કેમકે તમારા સિવાય કોઈ ગુનાહોને માફ નથી કરી શકતો.

## ઈમાને મુજમલ :

اٰمَنۡتُ بِاللّٰهِ كَمَا هُوَ بِاَسۡمَائِهٖ وَ صِفَاتِهٖ وَ قَبِلۡتُ جَمِيۡعَ اَحۡكَامِهٖ۔

આમન્તુ બિલ્લાહિ કમા હુવ બિઅસ્માઈહી વ સિફાતિહી વ કબિલ્તુ જમીઅ અહકામિહ્.

**અર્થ:–** હું ઈમાન લાવ્યો અલ્લાહ પર જેવો કે તે પોતાના નામો અને સિફતોની સાથે છે, અને મેં તેના બધા હુકમો કબૂલ કર્યા.

## ઈમાને મુફસ્સલ :

اٰمَنْتُ بِاللّٰهِ وَ مَلٰئِكَتِهٖ وَ كُتُبِهٖ وَ رُسُلِهٖ وَ الْيَوْمِ الْاٰخِرِ وَ الْقَدْرِ خَيْرِهٖ وَ شَرِّهٖ مِنَ اللّٰهِ تَعَالٰى وَ الْبَعْثِ بَعْدَ الْمَوْتِ۔

આમન્તુ બિલ્લાહિ વ મલાઈકતિહી વ કુતુબિહી વ રુસુલિહી વલ યવ્મિલ આખિરિ, વલ કદરિ ખયરિહી વ શર્રિહી મિનલ્લાહિ તઆલા વલ્બઅષિ બઅદલ મૌત.

**અર્થ:–** હું ઈમાન લાવ્યો અલ્લાહ પર અને તેના ફરિશ્તાઓ પર અને તેની કિતાબો પર અને તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર અને આ વાત પર કે સારી અને ખરાબ તકદીર અલ્લાહ તઆલા તરફથી જ હોય છે અને મૌત પછી સજીવન થવા પર.



# દીની મઅ્લૂમાત (જાણકારી)

સવાલ :– તમે કોણ છો ?

જવાબ:– મુસલમાન.

સવાલ :– તમારા ધર્મનું નામ શું છે?

જવાબ :– ઈસ્લામ.

સવાલ :– ઈસ્લામ શું શિખવાડે છે ?

જવાબ :– ઈસ્લામ શિખવાડે છે કે અલ્લાહ એક છે, ઈબાદતના લાયક તે જ છે, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના બંદા અને રસૂલ છે.

સવાલ :– ઈસ્લામનો કલિમહ શું છે?

જવાબ :– લાઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ).

સવાલ :– તમને અને તમારા માં–બાપને તેમજ પૂરી મખ્લૂકને પૈદા કરનાર કોણ છે ?

જવાબ :– અલ્લાહ.

સવાલ :– દુઆઓ સાંભળનાર કોણ છે ?

જવાબ :– અલ્લાહ.

સવાલ :– કોણ મારે છે અને કોણ જીવાડે છે?

જવાબ :– અલ્લાહ જ મારે છે અને અલ્લાહ જ જીવાડે છે.

સવાલ :– તમે તમારું માથું કોની સામે નમાવશો?

જવાબ :– ફકત અલ્લાહની સામે.

સવાલ :– અલ્લાહના સિવાય બીજા કોઈની સામે સજદો કરવો કેવું છે?

જવાબ :– હરામ છે.

સવાલ :– ઈસ્લામના પાયાના અકીદાઓ કયા છે?

જવાબ :– તૌહીદ, રિસાલત, આખિરત.

સવાલ :–જે લોકો અલ્લાહને નથી માનતા તેમને શું કહેવામાં આવે છે?

જવાબ :– જે લોકો અલ્લાહને નથી માનતા એમને કાફિર કહેવામાં આવે છે.

સવાલ :– જે લોકો અલ્લાહના સિવાય બીજી વસ્તુઓની પૂજા કરે છે તેઓને શું કહેવામાં આવે છ?

સવાલ :– એવા લોકોને મુશ્રિક કહેવામાં આવે છે.

સવાલ :– કાફિર અને મુશ્રિકની માફી થશે કે નહિ?

જવાબ :– કાફિર અને મુશ્રિકની બખ્શિશ થશે નહિ.

સવાલ :– તમે કોના બંદા છો?

જવાબ :– અમે અલ્લાહના બંદા છીએ.

સવાલ :– તમે કોની અવલાદ છો?

જવાબ :– અમે હઝરત આદમ (અલ.)ની અવલાદ છીએ.

સવાલ :– તમે કોની ઉમ્મત છો?

જવાબ :– હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની.

સવાલ :–હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માં– બાપ, દાદા–દાદી, નાના–નાની અને કાકાનું નામ બતાવો ?

જવાબ :– હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બાપનું નામ "અબ્દુલ્લાહ" અને માંનું નામ "બીબી આમિના", દાદાનું નામ "અબ્દુલ મુત્તલિબ", દાદીનું નામ "ફાતિમા", નાનાનું નામ "વહબ", નાનીનું નામ "બર્રહ" અને કાકાનું નામ "અબૂતાલિબ" હતું.

સવાલ :– આપણા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કયારે અને કયાં પેદા થયા?

જવાબ :– ૯ રબીઉલ અવ્વલ મુતાબિક ૨૧ એપ્રિલ ઈ.સ. ૫૭૧ સોમવારના દિવસે સુબ્હે સાદિકના સમયે મકકા મુકર્રમહમાં પેદા થયા. (કસસુલ કુર્આન, પેજ–૨૫૩)

સવાલ :– સૌથી પહેલા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જુબાન મુબારકથી નીકળવાવાળું કલામ શું છે?

જવાબ :– "અલ્લાહુ અકબર કબીરા, વલ હમ્દુ લિલ્લાહિ કષીરા, વ સુબ્હાનલ્લાહિ બુકરતંવ વ અસીલા" છે.

સવાલ :– આપણા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુનિયામાં કેટલા વર્ષો રહ્યા?

જવાબ :– ૬૩ વર્ષ.

સવાલ :– આપણા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મકકા મુકર્રમહમાં અને મદીના મુનવ્વરહમાં કેટલા વર્ષ રહ્યા?

જવાબ :– મકકા મુકર્રમહમાં ૫૩ વર્ષ અને મદીનહ મુનવ્વરહમાં

૧૦ વર્ષ રહ્યા

સવાલ :– આપણા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જયારે નબી બનાવવામાં આવ્યા ત્યારે આપની ઉમર શરીફ કેટલી હતી ?

જવાબ :– ૪૦ વર્ષ.

સવાલ :– પહેલી વહી વખતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમર મુબારક કેટલી હતી?

જવાબ :– ૪૦ વર્ષ, ૧૧ દિવસની.

સવાલ :–વહી ઊતર્યા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુનિયામાં કેટલા વર્ષ રહ્યા ?

જવાબ :– ૨૩ વર્ષ રહ્યા. ૧૩ વર્ષ મકકહ મુકર્રમહમાં અને ૧૦ વર્ષ મદીનહ મુનવ્વરહમા રહ્યા.

સવાલ :– હિજરત વખતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમર મુબારક કેટલી હતી?

જવાબ :– ૫૩ વર્ષ.

સવાલ :– જયારે હજરત ખદીજા (રદિ.) સાથે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નિકાહ થયા ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને હઝરત ખદીજા (રદિ.)ની ઉમર કેટલી હતી ?

જવાબ :– હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમર ૨૫ વર્ષની અને હઝરત ખદીજા (રદિ.)ની ૪૦ વર્ષની હતી.

સવાલ :– આપણા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પવિત્ર પત્નીઓ કેટલી હતી? તેણીઓના નામ પણ બતાવો ?

જવાબ :– અગિયાર હતીઃ

(૧)હઝરત ખદીજા (રદિયલ્લાહુ અન્હા),

(૨)હઝરત સવદહ (રદિયલ્લાહુ અન્હા),

(૩)હઝરત આઈશા (રદિયલ્લાહુ અન્હા),
(૪)હઝરત ઝૈનબ બિન્તે જહશ (રદિ. અન્હા),
(૫)હઝરત ઉમ્મે સલ્મહ (રદિયલ્લાહુ અન્હા),
(૬)હઝરત ઝૈનબ બિન્તે ખુઝયમહ(રદિયલ્લાહુ અન્હા),
(૭)હઝરત હફસહ (રદિયલ્લાહુ અન્હા),
(૮)હઝરત મૈમૂનહ (રદિયલ્લાહુ અન્હા),
(૯)હઝરત ઉમ્મે હબીબહ (રદિયલ્લાહુ અન્હા),
(૧૦)હઝરત સફીય્યહ (રદિયલ્લાહુ અન્હા),
(૧૧)હઝરત જુવૈરિય્યહ (રદિયલ્લાહુ અન્હા).

ઉપરોકત પત્નીઓમાંથી બે પત્નીઓ (૧)હઝરત ખદીજા (રદિયલ્લાહુ અન્હા),અને (૨)હઝરત ઝૈનબ બિન્તે ખુઝયમહ(રદિયલ્લાહુ અન્હા)નો ઈન્તિકાલ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હયાતીમાં જ થઈ ગયો હતો.

સવાલ :– આપણા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પુત્રો કેટલા હતા?

જવાબ :– ત્રણ પુત્રો હતા:
(૧) હઝરત કાસિમ(રદિ.અન્હૂ),(ઉપનામ તૈયબ અને તાહિર)
(૨) હઝરત અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હૂ),
(૩) હઝરત ઈબ્રાહીમ (રદિયલ્લાહુ અન્હૂ).

સવાલ :– આપણા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પુત્રીઓ કેટલી હતી ? અને તેમના નામો પણ બતાવો.

જવાબ :– ચાર પુત્રીઓ હતી :
(૧) હઝરત ઝૈનબ (રદિયલ્લાહુ અન્હા)
(૨) હઝરત રૂકય્યા (રદિયલ્લાહુ અન્હા)
(૩) હઝરત ઉમ્મે કુલષૂમ (રદિયલ્લાહુ અન્હા)
(૪) હઝરત ફાતિમા (રદિયલ્લાહુ અન્હા).

સવાલ :– આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખાવાની રીત કેવી હતી?

જવાબ :– આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉકળુ (ઊભડક) અથવા દોઝાનુ (બંને પગ બિછાવીને) બેસીને ત્રણ આંગળીઓથી ખાતા હતા. (નશરુત્તીબ, પેજ ૧૯૧)

સવાલ :– આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાત (મૃત્યુ) કયારે અને કયાં થઈ? અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબર મુબારક કયાં છે?

જવાબ :– આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાત ૧૨ રબીઉલ અવ્વલ હિજરી સન ૧૧ સોમવારના દિવસે ઝોહર પછી મદીનહ મુનવ્વરહમાં હઝરત આઈશા (રદિ.)ના ઓરડામાં થઈ અને ત્યાં જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબર મુબારક છે. (સીરતે ખાતમુલ અંબિયા, ૯૮)

સવાલ :– સૌથી પહેલા આવેલા નબીનું નામ બતાવો?

જવાબ :– હઝરત આદમ (અલ.).

સવાલ :–સૌથી છેલ્લા નબીનું નામ શું છે?

જવાબ :– હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ).

સવાલ :– શું આપણા નબી(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પછી હવે કોઈ નવા નબી આવશે ખરા?

જવાબ :– ના, અને જે પણ નબી હોવાનો દાવો કરશે તે જૂઠો હશે.

સવાલ :– દુનિયામાં કુલ કેટલા નબી આવ્યા?

જવાબ :– લગભગ એક લાખ ચોવીસ હઝાર(૧,૨૪,૦૦૦) નબી આવ્યા.

સવાલ :– અમુક મશહૂર નબીઓના નામ બતાવો?

જવાબ :– (૧) હઝરત આદમ (અલયહિસ્સલામ).
(૨) હઝરત નૂહ (અલયહિસ્સલામ).
(૩) હઝરત દાવૂદ (અલયહિસ્સલામ).
(૪) હઝરત સુલૈમાન (અલયહિસ્સલામ).

3

(૫) હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ),
(૬) હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ),
(૭) હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ),
(૮) હઝરત ઈસ્હાક (અલયહિસ્સલામ),
(૯) હઝરત યૂસુફ (અલયહિસ્સલામ),
(૧૦) હઝરત મૂસા (અલયહિસ્સલામ),
(૧૧) હઝરત ઈસા (અલયહિસ્સલામ),
(૧૨) હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ).

સવાલ :– અમુક પ્રખ્યાત ફરિશ્તાઓના નામ અને એમના કામ બતાઓ?

જવાબ :–(૧) હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ), તેમનું કામ નબીઓ અને રસૂલો સુધી અલ્લાહનો સંદેશો પહોંચાડવાનું છે.

(૨) હઝરત મીકાઈલ (અલયહિસ્સલામ), તેમનું કામ હવા ચલાવવાનું, વરસાદ વરસાવવાનું અને મખ્લૂકને રોઝી પહોંચાડવાનું છે.

(૩) હઝરત ઈઝરાઈલ ''મૌતના ફરિશ્તા'' (અલયહિસ્સલામ), તેમનું કામ દરેક જાનદારની જાન લેવાનું છે.

(૪) અને હઝરત ઈસ્રાફીલ (અલયહિસ્સલામ), તેમનું કામ સૂર ફૂંકવાનું છે.

સવાલ :– સહાબી કોને કહેવાય ?

જવાબ :– જેમણે ઈમાનની હાલતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુલાકાત કરી હોય અને ઈમાન પર જ મૌત આવ્યું હોય તેને સહાબી કહેવામાં આવે છે.

સવાલ :– ખુલફાએ રાશિદીન કોને કહેવામાં આવે છે?

જવાબ :– હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મૃત્યુ પછી જે

લોકોએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રીત પ્રમાણે શરીઅત અને ખિલાફતનું કામ સંભાળ્યું હોય એમને ખુલફાએ રાશિદીન કહેવામાં આવે છે.

સવાલ :– ખુલફાએ રાશિદીનની ટૂંકમાં ઓળખ કરાવો.

જવાબ :–

## (૧) હઝરત અબૂબકર સિદ્દીક(રદિયલ્લાહુ અન્હુ):

| | |
|---|---|
| નામ | અબ્દુલ્લાહ બિન કૂહાફહ. |
| લકબ | સિદ્દીક. |
| કુન્નીયત | અબૂબકર. |
| જન્મ | હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જન્મના બે વર્ષ અને થોડા મહિના બાદ. |
| ખિલાફતની મુદત | બે વર્ષ અને અઢી મહીના. |
| મૃત્યુ | ૨૨ જુમાદલ ઉખરા સન હિજરી ૧૩. |
| કુલ ઉમર | ૬૩ વર્ષ. |
| કબર મુબારક | આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબર મુબારક પાસે. |

## (૨) હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ):

| | |
|---|---|
| નામ | ઉમર બિન ખત્તાબ. |
| લકબ | ફારૂક. |
| કુન્નીયત | અબૂહફસ |
| જન્મ | હાથીઓના કિસ્સાના ૧૩ વર્ષ પછી. |
| ખિલાફતની મુદત | ૧૦ વર્ષ, ૬ મહીના અને ૫ દિવસ. |
| મૃત્યુ | ૧ મુહર્રમ સન હિજરી ૨૪ |
| કુલ ઉમર | ૬૩ વર્ષ. |
| કબર મુબારક | હઝરત અબૂબકર (રદિ.)ની કબર પાસે. |

## (૩) હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ અન્હુ):

| | |
|---|---|
| નામ | ઉસ્માન બિન અફફાન. |
| લકબ | ઝુન્નૂરૈન. |
| જન્મ | હાથીઓના કિસ્સાના ૬ વર્ષ પછી. |
| ખિલાફતની મુદત | લગભગ ૧૨ વર્ષ. |
| મૃત્યુ | ૧૮ ઝિલ્હજ્જ સન હિજરી ૩૫. |
| કુલ ઉમર | ૮૨ વર્ષ. |
| કબર મુબારક | જન્નતુલ બકીઅમાં. |

## (૪) હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ):

| | |
|---|---|
| નામ | અલી બિન અબી તાલિબ. |
| લકબ | અસદુલ્લાહ. |
| કુન્નીયત | અબૂતુરાબ. |
| જન્મ | હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જન્મના ૩૨ વર્ષ પછી |
| ખિલાફતની મુદત | લગભગ ૫ વર્ષ. |
| મૃત્યુ | ૧૮ રમઝાુલ મુબારક સન હિજરી ૪૦. |
| કુલ ઉમર | ૬૩ વર્ષ. |
| કબર મુબારક | નઝફમાં. |

સવાલ :—"અશરએ મુબશ્શરહ" કોને કહેવામાં આવે છે? અને તેમના નામો શું છે ?

જવાબ :—નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ને દુનિયામાં જ જન્નતની ખુશખબરી આપી હતી એમને "અશરએ મુબશ્શરહ" કહેવામાં આવે છે. જેમની સંખ્યા દસ છે,તે આ પ્રમાણે છે

(૧) હઝરત અબૂબકર (રદિયલ્લાહુ અન્હુ).

(૨) હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ).

(૩) હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ અન્હુ),
(૪) હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ),
(૫) હઝરત તલ્હા બિન ઉબૈદુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ),
(૬) હઝરત ઝુબૈર બિન અવામ (રદિયલ્લાહુ અન્હુ),
(૭) હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિયલ્લાહુ અન્હુ),
(૮) હઝરત સઅદ બિન વકકાસ (રદિયલ્લાહુ અન્હુ),
(૯) હઝરત સઈદ બિન ઝૈદ (રદિયલ્લાહુ અન્હુ),
(૧૦) હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ (રદિયલ્લાહુ અન્હુ).

સવાલ :– તાબિઈ કોને કહેવામાં આવે છે?

જવાબ :– જેમણે ઈસ્લામની હાલતમાં કોઈ સહાબી (રદિ.)થી મુલાકાત કરી હોય અને ઈમાન પર જ મૌત આવ્યું હોય તેમને તાબિઈ કહેવામાં આવે છે, જેવી રીતે કે હઝરત ઈમામે અઅ્ઝમ અબૂ હનીફા (રહ.), હઝરત હસન બસરી (રહ.).

સવાલ :– ફકીહ કોને કહેવામાં આવે છે?

જવાબ :– ફકીહ તે આલિમ છે કે જે શરીઅતનાં હુકમો દલીલોથી સાબિત કરે અને મુશ્કિલ મસાઈલને હલ કરે.

સવાલ :– તે ચાર ફુકહાએ કિરામ જેમને ચાર ઈમામ કહેવામાં આવે છે, તેમનો ટૂંકમાં પરિચય કરાવો.

જવાબ :–

## (૧) હઝરત ઈમામ અબૂ હનીફા (રહમતુલ્લાહિ અલયહિ):

| | |
|---|---|
| નામ | નોઅ્માન બિન થાબિત. |
| કુન્નીયત | અબૂ હનીફા. |
| જન્મ | સન હિજરી ૮૦માં કુફામાં થયો હતો. |
| મૃત્યુ | સન હિજરી ૧૫૦માં બગદાદમાં. |
| કુલ ઉમર | ૭૦ વર્ષ. |

| | |
|---|---|
| કબર મુબારક | બગદાદમાં, એમની પેરવી કરવાવાળાઓ (અનુયાયીઓ)ને હનફી કહેવામાં આવે છે. |

## (૨) હઝરત ઈમામ માલિક (રહમતુલ્લાહિ અલયહિ):

| | |
|---|---|
| નામ | માલિક બિન અનસ. |
| કુન્નીયત | અબૂ અબ્દુલ્લાહ |
| જન્મ | સન હિજરી ૯૩, જરફમાં થયો હતો. |
| મૃત્યુ | સન હિજરી ૧૭૯, મદીનહ મુનવ્વરહમાં. |
| કુલ ઉંમર | ૮૯ વર્ષ. |
| કબર મુબારક | મદીનહ મુનવ્વરહમાં, એમની પેરવી કરનારાઓ (અનુયાયીઓ) ને માલિકી કહેવામાં આવે છે. |

## (૩) હઝરત ઈમામ શાફિઈ (રહમતુલ્લાહિ અલયહિ):

| | |
|---|---|
| નામ | મુહમ્મદ બિન ઈદ્રીસ |
| જન્મ | સન હિજરી ૧૫૦, ગઝઝામાં |
| મૃત્યુ | સન હિજરી ૨૦૪, મિસરમાં |
| કુલ ઉંમર | ૫૪ વર્ષ |
| કબર મુબારક | મિસરમાં છે, એમની પેરવી કરવાવાળાઓ (અનુયાયીઓ)ને શાફિઈ કહેવામાં આવે છે. |

## (૪) હઝરત ઈમામ અહમદ (રહમતુલ્લાહિ અલયહિ):

| | |
|---|---|
| નામ | અહમદ બિન મુહમ્મદ બિન હમ્બલ |
| જન્મ | સન હિજરી ૧૬૪, બગદાદમાં |
| મૃત્યુ | સન હિજરી ૨૪૧, બગદાદમાં |
| કુલ ઉંમર | ૭૭ વર્ષ |
| કબર મુબારક | બગદાદમાં છે.એમની પેરવી કરવાવાળાઓ (અનુયાયીઓ)ને હમ્બલી કહેવામાં આવે છે. |

("અઈમ્મએ અરબઅહ" કિતાબમાંથી સારાંશ, લેખક : કાઝી અત્હર મુબારકપૂરી )

સવાલ :– પ્રખ્યાત આસ્માની કિતાબોનાં નામ શું છે? અને તે કયારે અને કોના ઉપર ઉતારવામાં આવી ?

જવાબઃ–(૧) તૌરાત, હઝરત મૂસા (અલ.) પર, ૬ રમઝાનુલ મુબારકના દિવસે ઉતારવામાં આવી..

(૨)ઝબૂર, હઝરત દાવૂદ (અલ.)પર, ૧૨ રમઝાનુલ મુબારકના દિવસે ઉતારવામાં આવી..

(૩) ઈન્જીલ, હઝરત ઈસા (અલ.) પર, ૧૮ રમઝાનુલ મુબારકના દિવસે ઉતારવામાં આવી..

(૪) કુર્આન શરીફ, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, ૨૪ રમઝાનુલ મુબારકના દિવસે ઊતર્યુ. (મઆરિફુલ કુર્આન ઈદ્રીસી, પેજ ૩૬૪)

સવાલ :–કુર્આને મજીદ કોને કહે છે?

જવાબ :– કુર્આન મજીદ તે આસ્માની કિતાબ છે કે જે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, હઝરત જિબ્રઈલ (અલૈ.)ના વાસ્તા (માધ્યમ)થી ઉતારવામાં આવી

સવાલ :– કુર્આન શરીફ કેટલા વર્ષમાં ઊતર્યુ ?

જવાબ :– લગભગ ૨૩ વર્ષમાં ઊતર્યુ.

સવાલ :– સૌથી પહેલાં ઊતરવાવાળી કઈ આયતો છે અને કયાં ઊતરી ?

જવાબ :– સૌથી પહેલા ઊતરવાવાળી આયતો "સૂરએ અલક"ની શરૂઆતની પાંચ આયતો છે, જે "ગારે હિરા"માં ઊતરી.

સવાલ :– સૌથી છેલ્લી કઈ આયત ઊતરી? અને કયાં ઊતરી?

જવાબ :– ﴿વત્તકૂ યવમન તુરજઊન ફીહિ ઈલ લ્લાહિ....છેલ્લે સુધી﴾(પારહ નં. ૩, રૂકૂઅ નં.૬) છે, જે મદીનહ મુનવ્વરહમા ઊતરી.

સવાલ :– કુર્આન શરીફમાં કેટલા પારા, કેટલી સૂરતો અને કેટલા રૂકૂઅ તેમજ કેટલી આયતો છે?

જવાબ :– કુર્આન શરીફમાં:

| | |
|---|---|
| ૩૦ | પારહ, |
| ૧૧૪ | સૂરતો, (૮૭ મકકી, ૨૭ મદની) |
| ૫૫૭ | રૂકૂઅ, |
| ૬૬૬૬ | આયતો, |
| ૭૭૪૩૯ | કલિમાત, |
| ૩૨૩૬૭૧ | હુરૂફ, |
| ૫૩૨૪૨ | ઝબર, |
| ૩૯૫૮૨ | ઝેર, |
| ૮૮૦૪ | પેશ, |
| ૧૦૫૬૮૪ | નુકતા, |
| ૧૭૭૧ | મદ, |
| ૧૩૫૨ | તશદીદ. (બુસ્તાન, ફકીહ અબુલ્લૈસ) |

સવાલ :– કુર્આન શરીફને ૩૦ પારહ અને દરેક પારાને રૂબઅ, નિસ્ફ, ષુલુષમાં કેમ વહેંચવામાં આવ્યા?

જવાબ :– સન હિજરી ૭૫માં સહૂલત માટે.

સવાલ :– સિજદએ તિલાવત કયારે વાજિબ થાય છે.

જવાબ :– કુર્આન શરીફની ખાસ આયતો જયાં સાઇડમાં "સિજદહ" લખેલ હોય છે, એ આયતને પઢવા અથવા સાંભળવાથી અથવા ઇમામની પાછળ રહી સાંભળવાથી સિજદએ તિલાવત વાજિબ થાય છે.

સવાલ :– સિજદએ તિલાવત કેટલી જગ્યાએ છે?

જવાબ :– ૧૪ જગ્યાએ છે.

(૧) સૂરએ અઅ્‌રાફ, આયત નંબર ૨૦૬,

(૨) સૂરએ રઅદ, આયત નંબર ૧૫,

(૩) સૂરએ નહલ, આયત નંબર ૫૦,

(૪) સૂરએ બની ઈસ્રાઈલ, આયત નંબર ૧૦૯
(૫) સૂરએ મરયમ, આયત નંબર ૫૮,
(૬) સૂરએ હજ્જ, આયત નંબર ૧૮,
(૭) સૂરએ ફુરકાન, આયત નંબર ૬૦,
(૮) સૂરએ નમ્લ, આયત નંબર ૨૬,
(૯) સૂરએ અલિફ લામ મીમ સજદહ,આયત નંબર ૧૫,
(૧૦) સૂરએ સાદ, આયત નંબર ૨૪,
(૧૧) સૂરએ હા–મીમ સિજદહ,આયત નંબર ૩૮,
(૧૨) સૂરએ નજમ, આયત નંબર ૬૨,
(૧૩) સૂરએ ઈન્શિકાક, આયત નંબર ૨૧,
(૧૪) સૂરએ અલક, આયત નંબર ૧૯,

સવાલ :– હદીસ કોને કહેવામાં આવે છે ?

જવાબ :– રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની મુબારક વાતો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કરેલા કામો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ટેકો આપેલ વાતોને હદીસ કહેવામાં આવે છે.

સવાલ :– હદીસની તે પ્રખ્યાત અને ભરોસાપાત્ર કિતાબોના નામો જણાવો જેને "સિહાહ સિત્તાહ" કહેવામાં આવે છે.

જવાબ :–
(૧) બુખારી શરીફ,
(૨) મુસ્લિમ શરીફ,
(૩) નસાઈ શરીફ,
(૪) અબૂદાવૂદ શરીફ,
(૫) તિરમિઝી શરીફ,
(૬) ઈબ્નેમાજા શરીફ.

સવાલ :– ઈસ્લામી તારીખની શરૂઆત કયારથી થઈ ?

જવાબ :– ઈસ્લામી તારીખની શરૂઆત આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહ હિજરત ફરમાવી ત્યારથી થઈ, એને "કમરી",

"અરબી", "હિજરી" પણ કેહવામાં આવે છે.

સવાલ :– તેને કાયદેસર લખવાનો અને અમલમાં મૂકવાનો હુકમ કોણે અને કયારે કર્યો?

જવાબ :– હઝરત અલી (રદિ.)ના મશ્વેરાથી હઝરત ઉમર (રદિ.)એ પોતાની ખિલાફતનાં જમાનામાં આપ્યો.

સવાલ :– ઈસ્લામી વર્ષ કેટલા દિવસનું હોય છે?

જવાબ :– ઈસ્લામી વર્ષ ૩૫૪ દિવસોનું હોય છે.

સવાલ :– મુદરિક, મસ્બૂક, અને લાહિક કોને કહેવામાં આવે છે?

જવાબ :– મુદરિક તે મુકતદી છે જેને ઈમામની સાથે પૂરી નમાઝ મળી હોય. મસ્બૂક તે મુકતદી છે જેની કેટલીક રકાતો છૂટી ગઈ હોય. લાહિક તે મુકતદી છે કે જે શરૂઆતથી ઈમામ સાથે શામીલ હોય, પરંતુ એની કોઈ કારણસર કેટલીક રકા'તો છૂટી ગઈ હોય.



# મસ્નૂન દુઆઓ

## (૧)સૂતી વખતે પઢવાની દુઆ:

اَللّٰهُمَّ بِاسْمِكَ اَمُوْتُ وَ اَحْيٰى

"અલ્લાહુમ્મ બિસ્મિ–ક અમૂતુ વ અહયા."

**અર્થ :** હે અલ્લાહ! હું તારું નામ લઈને મરું છું અને જીવું છું.

## (૨) સૂઈને ઊઠીને પઢવાની દુઆ:

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَحْيَانَا بَعْدَ مَا اَمَاتَنَا وَ اِلَيْهِ النُّشُوْرُ

"અલ્હમ્દુ લિલ્લાહિલ લઝી અહયાના બઅ્દ મા અમાતના વ ઈલયહિ ન્નુશૂર"

(બુખારી શરીફ, પેજ ૯૩૪)

**અર્થ :** બધા વખાણ અલ્લાહના માટે જ કે જેણે અમને માર્યા પછી જીવતા કર્યા અને અમારે મરવા પછી તેની જ પાસે જવાનું છે.

**(૩) જાજરૂમાં દાખલ થવા પહેલાં પઢવાની દુઆ:**

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِكَ مِنَ الۡخُبُثِ وَالۡخَبَائِثِ ط

અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિક મિનલ ખુબુષિ વલ ખબાઈષિ.

(બુખારી શરીફ, પેજ ૯૩૬)

**અર્થ :** હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું ખબીસ જિન્નાતોથી ચાહે તે પુરૂષ હોય કે પછી સ્ત્રી.

**(૪)જાજરૂમાંથી બહાર નીકળીને પઢવાની દુઆ:**

غُفۡرَانَكَ اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِیۡ اَذۡهَبَ عَنِّی الۡاَذٰی وَ عَافَانِیۡ

ગુફરાનક અલ્હમ્દુ લિલ્લાહિલ લઝી અઝહબ અન્નિલ અઝા વ આફાની.

**અર્થ:** તમામ પ્રકારના વખાણો અલ્લાહ તઆલા માટે જ છે કે જેણે મારાથી તકલીફ દૂર કરી દીધી અને મને રાહત આપી.

**(૫) વુઝૂ કરતાં પહેલાં પઢવાની દુઆ:**

بِسۡمِ اللّٰهِ الۡعَظِيۡمِ وَ الۡحَمۡدُ لِلّٰهِ عَلٰی دِيۡنِ الۡاِسۡلَامِ

બિસ્મિલ્લાહિલ અઝીમ, વલ હમ્દુ લિલ્લાહિ અલા દીનિલ ઈસ્લામ.

(અમાનીયુલ અહબાર, પેજ ૧૧૯, ભાગ ૧)

**અર્થ:** શરૂ કરું છું અલ્લાહના નામથી કે જે મહાન છે અને તમામ વખાણ અલ્લાહના માટે જ છે કે જેણે મને દીને ઈસ્લામ પર કાયમ રાખ્યો છે.

**(૬) વુઝૂ પછી પઢવાની દુઆ:**

اَللّٰهُمَّ اجۡعَلۡنِیۡ مِنَ التَّوَّابِيۡنَ وَ اجۡعَلۡنِیۡ مِنَ الۡمُتَطَهِّرِيۡنَ ط

અલ્લાહુમ્મ–જ્અલની મિનત્તવ્વાબી–ન વજ્અલની મિનલ મુતતહહિરીન.

(અત્તરગીબ વ ત્તરહીબ, પેજ ૩૬૦)

**અર્થ:** હે અલ્લાહ! મને વધુ તૌબા કરવાવાળાઓમાં અને અત્યંત પવિત્ર (પાક સાફ) રહેનારાઓમાં શામેલ કરી લે.

**(૭) મસ્જિદમાં દાખલ થવાની દુઆ:**

اَللّٰهُمَّ افْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ.

**અલ્લાહુમ્મફતહ લી અબ્વાબ રહમતિક.**

(મુસ્લિમ શરીફ, પેજ ૨૪૮,ભાગ ૧)

**અર્થ:**હે અલ્લાહ! આપ મારા માટે રહમતના દરવાજા ખોલી આપો.

**(૮) મસ્જિદમાંથી બહાર નીકળવાની દુઆ:**

اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ مِنْ فَضْلِكَ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન ફઝલિક.**

(મુસ્લિમ શરીફ, પેજ ૨૪૮, ભાગ ૧)

**અર્થ:**હે અલ્લાહ! હું આપથી આપના ફઝલ (ઈનામ)નો સવાલ કરું છું

**(૯)ઘરમા દાખલ થવાની દુઆ :**

بِسْمِ اللّٰهِ وَلَجْنَا وَعَلَى اللّٰهِ رَبِّنَا تَوَكَّلْنَا

**બિસ્મિલ્લાહિ વલજના વ અલલ્લાહિ રબ્બિના તવકકલના.**

(અબૂદાવૂદ શરીફ, પેજ ૬૯૫, ભાગ ૨)

**અર્થ:** અમે અલ્લાહના નામથી ઘરમાં દાખલ થયા અને અમે અલ્લાહના ઉપર જ ભરોસો કર્યો, જે અમારો રબ (પાલનહાર) છે.

**(૧૦) ઘરમાંથી નીકળતી વખતે પઢવાની દુઆ:**

بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

**બિસ્મિલ્લાહિ તવકકલતુ અલલ્લાહિ, લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ.**

**અર્થ:** હું અલ્લાહનું નામ લઈને નીકળ્યો, મેં અલ્લાહ પર જ ભરોસો કર્યો, ગુનાહોથી બચાવવું અને નેકીઓની તાકાત આપવી અલ્લાહ તરફથી જ છે.

**(૧૧) ખાવા પહેલાં પઢવાની દુઆ:**

بِسْمِ اللّٰهِ وَعَلٰى بَرَكَةِ اللّٰهِ ۔

બિસ્મિલ્લાહિ વ અલા બરકતિલ્લાહિ

(મસ્નૂન દુઆ , પેજ ૨૬૮)

અર્થ: હું અલ્લાહના નામ સાથે અલ્લાહે આપેલી બરકત પર ખાવાનું શરૂ કરું છું

(૧૨) ખાવા પહેલાં દુઆ પઢવાનું ભૂલી જાય તો યાદ આવવા પર પઢવાની દુઆ:

بِسْمِ اللّٰهِ اَوَّلَهٗ وَاٰخِرَهٗ ۔

બિસ્મિલ્લાહિ અવ્વલહૂ વ આખિરહૂ

(તિરમિઝી , પેજ ૮, ભાગ ૨)

અર્થ: મેં ખાવાના શરૂમા અને ખાવાના છેવટે અલ્લાહનું નામ લીધું.

**(૧૩) ખાવા પછી પઢવાની દુઆ:**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَطْعَمَنَا وَسَقَانَا وَجَعَلَنَا مُسْلِمِيْنَ ط

અલ્હમ્દુ લિલ્લાહિલ લઝી અત્અમના વ સકાના વ જઅલના મુસ્લિમીન.

અર્થ: બધા વખાણ અલ્લાહના માટે જ છે કે જેણે અમને ખવડાવ્યું, પિવડાવ્યું અને મુસલમાન બનાવ્યા.

**(૧૪) દઅવત ખાધા પછી પઢવાની દુઆ:**

اَللّٰهُمَّ اَطْعِمْ مَّنْ اَطْعَمَنِىْ وَاسْقِ مَنْ سَقَانِىْ ۔

અલ્લાહુમ્મ અત્ઈમ મન અત્અમની વસ્કી મન સકાની.

(મુસ્લિમ, પેજ ૪૧૨, ભાગ/૨)

અર્થ: હે અલ્લાહ! જેણે મને ખવડાવ્યું એને તું ખવડાવ અને જેણે મને પિવડાવ્યું એને તું પિવડાવ.

**(૧૫)ઈફતારી પહેલા પઢવાની દુઆ:**

اَللّٰهُمَّ لَكَ صُمْتُ وَ عَلٰى رِزْقِكَ اَفْطَرْتُ

**અલ્લાહુમ્મ લક સુમતુ વ અલા રિઝકિક અફતરતુ.**

(અબૂદાવૂદ, પેજ ૩૨૨)

**અર્થ:** હે અલ્લાહ! બેશક, મેં તમારા માટે રોઝો રાખ્યો અને તમોએ આપેલ રોઝીથી રોઝો ખોલ્યો.

**(૧૬) ઈફતારી પછી પઢવાની દુઆ:**

ذَهَبَ الظَّمَأُ وَابْتَلَتِ الْعُرُوْقُ وَثَبَتَ الْاَجْرُ اِنْ شَآءَ اللّٰهُ ط

ઝહબઝ ઝમઅુ વ બ્તલ્લતિલ ઉરૂક વ ષબતલ અજરુ. ઈન્શાઅલ્લાહુ.

(અબૂદાવૂદ શરીફ, પેજ ૩૨૧, ભાગ ૧)

**અર્થ:** તરસ જતી રહી, રગો (નસો) તર (તૃપ્ત) થઈ ગઈ અને રોઝાનો ષવાબ સાબિત થઈ ગયો, ઈન્શાઅલ્લાહુ તઆલા.

**(૧૭) ઈફતારની દઅવત ખાધા પછીની દુઆ:**

اَفْطَرَ عِنْدَكُمُ الصَّآئِمُوْنَ وَ اَكَلَ طَعَامَكُمُ الْاَبْرَارُ وَ صَلَّتْ عَلَيْكُمُ الْمَلٰٓئِكَةُ ط

અફતર ઈન્દકુમુ સ્સાઈમૂન વ અકલ તઆમકુમુલ અબરારુ વ સલ્લત અલયકુમુલ મલાઈકતુ.

(અબૂદાવૂદ શરીફ, પેજ૫૩૮, ભાગ ૨)

**અર્થ:** ખુદા કરે આવીજ રીતે તમારે ત્યાં રોઝદારો રોઝા ખોલે અને નેક લોકો જ તમારે ત્યાં ખાવાનું ખાય અને ફરિશ્તા તમારા માટે રહમતની દુઆ કરે.

**(૧૮)દસ્તરખ્વાન ઉઠાવવાની દુઆ:**

اَلْحَمْدُ لِلّٰهِ حَمْدًا كَثِيْرًا طَيِّبًا مُّبَارَكًا فِيْهِ غَيْرَ مَكْفِيٍّ وَلَا مُوَدَّعٍ

وَلَامُسْتَغْنًى عَنْهُ رَبَّنَا۔

અલ્હમ્દુ લિલ્લાહિ હમ્દન કષીરન તય્યિબન મુબારકન ફીહિ ગય્ર મકફિય્યિન વલા મુવદદઈન વલા મુસ્તગનિન અન્હુ રબ્બના. (બુખારી શરીફ, પેજ ૮૨૦, ભાગ,૨)

**અર્થ:** અલ્લાહનો ઘણોજ શુક્ર છે, પાકીઝા બાબરકત શુક્ર છે, અમે આ ખાવાને પૂરતું સમજીને અને એકદમ છોડીને અને તેનાથી બેનિયાઝ થઈને નથી ઊઠી રહયા. હે અમારા રબ! તમે આ નેઅમતનો જે શુક્ર અદા કર્યો તેને કબૂલ ફરમાવી લો

**(૧૯) પાણી પીવાની દુઆ:**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ سَقَانَا عَذْبًا فُرَاتًا بِرَحْمَتِهٖ وَلَمْ يَجْعَلْهُ مِلْحًا اُجَاجًا بِذُنُوْبِنَا

અલ્હમ્દુ લિલ્લાહિ લઝી સકાના અઝબન ફુરાતન બિરહમતિહિ, વ લમ યજ્અલ્હુ મિલ્હન ઊજાજન બિઝુનૂબિના. (રૂહુલ મઆની, પેજ ૧૪૯, ભાગ–૧૪)

**અર્થ:** બધા વખાણ અલ્લાહના માટે જ છે જેણે પોતાની મહેરબાનીથી અમને મીઠું પાણી પિવડાવ્યું, અને એને અમારા ગુનાહોના કારણે ખારું કે કડવું નથી બનાવ્યું.

**(૨૦) ઝમઝમનું પાણી પીવાની દુઆ:**

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ عِلْمًا نَافِعًا وَّ رِزْقًا وَّاسِعًا وَّ شِفَاءً مِّنْ كُلِّ دَاءٍ

અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઈલમન નાફિઅવ વ રિઝકંવ વાસિઅંવ વ શિફાઅંમ મિન કુલ્લિ દાઈન.

**અર્થ:** હે અલ્લાહ! હું આપથી નફો આપનાર જ્ઞાન અને બરકતવાળી રોઝી અને દરેક બીમારીથી તંદુરસ્ત (સારુ) થવા માટેનો સવાલ કરું છું.

**(૨૧) દૂધ પીવાની દુઆ:**

اَللّٰهُمَّ بَارِكْ لَنَافِيْهِ وَزِدْنَامِنْهُ۔

અલ્લાહુમ્મ બારિક લના ફીહિ, વ ઝિદના મિન્હુ.

**અર્થ:** હે અલ્લાહ! આપ આ દૂધમાં અમારા માટે બરકત આપો અને અમને હજુ વધારે આપો.

**(૨૨) કપડાં પહેરવાની દુઆ:**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ مَا اُوَارِىْ بِهٖ عَوْرَتِىْ وَ اَتَجَمَّلُ بِهٖ فِىْ حَيَاتِىْ

અલ્હમ્દુ લિલ્લાહિલ લઝી કસાની મા ઉવારી બિહિ અવરતી વ અતજમ્મલુ બિહિ ફી હયાતી.

(હિસ્ને હસીન, પેજ નં. ૨૧૭)

**અર્થ:** બધા વખાણ અલ્લાહના માટે છે કે જેણે મને એવા કપડાં પહેરાવ્યાં કે જેનાથી હું મારું સતર છુપાવું છું અને મારા જીવનમાં તેનાથી શોભા મેળવું છું.

**(૨૩) અરીસામાં જોવાની દુઆ:**

اَللّٰهُمَّ اَنْتَ حَسَّنْتَ خَلْقِىْ فَحَسِّنْ خُلُقِىْ۔

અલ્લાહુમ્મ અન્ત હસ્સન્ત ખલ્કી ફહસ્સિન ખુલુકી.

(હિસ્ને હસીન, પેજ ૨૧૭)

**અર્થ:** હે અલ્લાહ! આપે મારો ચહેરો સુંદર બનાવ્યો તો મારા અખ્લાક (ચારિત્ય) પણ સારા બનાવી આપો.

**(૨૪) સવારી ઉપર સવાર થતી વખતે પઢવાની દુઆ:**

سُبْحٰنَ الَّذِىْ سَخَّرَلَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِيْنَ ط وَاِنَّآ اِلٰى رَبِّنَا لَمُنْقَلِبُوْنَ ط

સુબ્હાનલ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લહૂ મુકરિનીન વ ઈન્ના ઈલા રબ્બિના લમુન કલીબૂન.

(તિરમિઝી શરીફ, પેજ ૧૮૨, ભાગ,૨)

**અર્થ:** પાક છે તે ઝાત કે જેણે અમારા માટે આ સવારીને (વાહન)ને અમારા કાબૂમાં કરી દીધી, જયારે કે અમારામાં એને કાબૂમાં કરવાની શકિત ન હતી, અને બેશક (જરૂર) અમે અમારા

પરવરદિગાર પાસે પરત જવાવાળા છીએ.

**(૨૫) જયારે કોઈને વિદાય કરે ત્યારે પઢવાની દુઆ:**

اَسْتَوْدِعُ اللّٰهَ دِيْنَكَ وَاَمَانَتَكَ وَخَوَاتِيْمَ عَمَلِكَ۔

અસ્તવ્દિઉલ્લાહ દીનક વ અમાનતક વ ખવાતીમ અમલિક.
(તિરમિઝી શરીફ, પેજ ૧૮૨, ભાગ,૨)

**અર્થ:** હું તમારા દીન, અમાનત અને તમારા કામના પરિણામ અલ્લાહને સોપું છું.

**(૨૬)જયારે કોઈ એહસાન કરે ત્યારે પઢવાની દુઆ:**

جَزَاكَ اللّٰهُ خيراً۔

જઝાકલ્લાહુ ખયૂરા. (હિસ્ને હસીન, પેજ–૨૨૨)

**અર્થ:** અલ્લાહ આપને બેહતરીન (ઉત્તમ)બદલો આપે.

**(૨૭) કોઈને હસ્તાં જોઈને પઢવાની દુઆ:**

اَضْحَكَ اللّٰهُ سِنَّكَ۔

અઝહક લ્લાહુ સિન્નક (અબૂદાવુદ શરીફ પેજ,૩૫૪,ભાગ,૨)

**અર્થ:** અલ્લાહ આપને હંમેશા હસ્તા રાખે.

**(૨૮)કંઇ પણ નાપસંદ બનાવ બને ત્યારે પઢવાની દુઆ:**

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ۔

અલ્હમ્દુલિલ્લાહિ અલા કુલ્લિ હાલ. (ઇબ્ને માજાહ, પેજ ૩૮)

**અર્થ:** દરેક હાલતમાં અલ્લાહનો શુક્ર છે.

**(૨૯)જયારે નવો ચાંદ જુએ ત્યારે પઢવાની દુઆ:**

اَللّٰهُمَّ اَهِلَّهُ عَلَيْنَا بِالْيُمْنِ وَ الْاِيْمَانِ وَالسَّلَامَةِ وَالْاِسْلَامِ وَ
التَّوْفِيْقِ لِمَا تُحِبُّ وَ تَرْضٰى، رَبِّى وَ رَبُّكَ اللّٰهُ۔

અલ્લાહુમ્મ અહિલ્લહૂ અલયના બિલ યુમ્નિ વલ ઈમાનિ વસ્સલામતિ વલ ઇસ્લામિ વત્તવફીકિ લિમા તુહિબ્બુ વ તરદા, રબ્બી

વ રબ્બુકલ્લાહુ.

(તિરમિઝી ૨/૧૮૩)

અર્થ:હે અલ્લાહ! આ ચાંદને બરકત, ઈમાન,સલામતી અને ઈસ્લામની સાથે તથા તારા પસંદ કરેલા આ'માલ (કર્મો)ની તવફીક સાથે અમારા ઉપર ઉગતો રાખજે. હે ચાંદ! મારો અને તારો પરવરદિગાર અલ્લાહ જ છે.

**(૩૦) શબે કદ્રની ખાસ દુઆઃ**

اَللّٰھُمَّ اِنَّکَ عَفُوٌّ تُحِبُّ الْعَفْوَ فَاعْفُ عَنِّی۔

અલ્લાહુમ્મ ઈન્નક અફુવ્વુન તુહિબ્બુલ અફવ ફઅફુ અન્ની.

(મુસ્તદરક, પેજ ૫૩૦)

અર્થ: હે અલ્લાહ! બેશક, આપ ઘણાંજ માફ કરવાવાળા છો, માફીને પસંદ કરો છો, એટલા માટે મારા ગુનાહોને માફ કરી આપો.

**(૩૧)વરસાદ વરસતી વખતે પઢવાની દુઆઃ**

اَللّٰھُمَّ صَیِّبًا نَافِعًا۔

અલ્લાહુમ્મ સય્યિબન નાફિઅન. (હિસ્ને હસીન, પેજ ૨૧૨)

અર્થ: હે અલ્લાહ! આ વરસાદને ઘણો વરસવાવાળો અને નફો પહોંચાડવાવાળો બનાવો.

**(૩૨) દુલ્હા અને દુલ્હનને મુબારકબાદીની દુઆઃ**

بَارَکَ اللّٰہُ لَکَ وَ بَارَکَ اللّٰہُ عَلَیْکَ وَ جَمَعَ بَیْنَکُمَا فِی خَیْرٍ۔

બારકલ્લાહુ લક વ બારકલ્લાહુ અલય્ક વ જમઅ બય્નકુમા ફી ખૈર.

(તિરમિઝી શરીફ, પેજ ૨૦૭, ભાગ,૧)

અર્થ:અલ્લાહ મુબારક (ધન્ય) કરે, તમારા ઉપર બરકતો નાઝિલ ફરમાવે અને ભલાઈ સાથે રહન સહન નસીબ ફરમાવે.

**(૩૩) મજલિસથી ઊઠતી વખતે પઢવાની દુઆઃ**

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ أَشْهَدُ اَنْ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ أَسْتَغْفِرُكَ وَاَتُوبُ اِلَيْكَ

સુબ્હાનકલ્લાહુમ્મ વ બિહમ્દિક વ અશહદુ અલ્લા ઈલાહ ઈલ્લા અન્ત અસ્તગફિરુક વ અતુબુ ઈલયક.

(અબૂ દાવૂદ, પેજ ૬૬૭, ભાગ ૧)

અર્થ: એય અલ્લાહ! આપ પાક છો, અને હું આપના વખાણ કરું છું. હું ગવાહી આપું છું કે આપના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી અને હું આપથી માફી માંગુ છું અને તમારી સામે તૌબા કરું છું.

**(૩૪) દેવું (કર્ઝ) ચુકવવા અ ને ગમ (ચિંતા) દૂર કરવાની દુઆ:**

اَللّٰهُمَّ اِنِّی اَعُوذُ بِكَ مِنَ الْهَمِّ وَ الْحُزْنِ وَ اَعُوذُ بِكَ مِنَ الْعِجْزِ وَ الْكَسْلِ وَ اَعُوذُ بِكَ مِنَ الْبُخْلِ وَ الْجُبْنِ وَ اَعُوذُ بِكَ مِنَ غَلَبَةِ الدَّيْنِ وَ قَهْرِ الرِّجَالِ۔

અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિક મિનલ હમ્મિ વલહુઝનિ વ અઊઝુ બિક મિનલ ઈજઝિ વલ કસ્લિ વ અઊઝુ બિક મિનલ બુખ્લિ વલ જુબ્નિ વ અઊઝુ બિક મિન ગલબતિ દય્નિ વ કહરિ રિંજાલિ.

(અત્તરગીબ, પેજ ૩૨૯)

અર્થ: એય અલ્લાહ! હું આપની પનાહમાં આવું છું, ફિક્ર અને ગમથી અને આપની પનાહમાં આવું છું લાચારી અને સુસ્તીથી અને હું આપની પનાહમાં આવું છું કંજૂસી અને બુઝદિલી (કાયરતા)થી અને આપની પનાહમાં આવું છું કર્ઝના બોજથી અને લોકોના કહર (દબાણ)થી.

**(૩૫) બીમાર માણસની ઈયાદત (ખૈર–ખબર) માટે જાય ત્યારે પઢવાની દુઆ:**

لَا بَأْسَ طَهُورٌ اِنْ شَاءَ اللّٰهُ تَعَالٰى

લા બઅષ તહૂરુન ઈન્શાઅલ્લાહુ તઆલા (બુખારી શરીફ, પેજ ૮૪૫, ભાગ,૨)

**અર્થ:** કંઈ જ ફિકર ના કરો, જો અલ્લાહે ચાહયું તો આ બીમારી તમને ગુનાહોથી પાક કરશે.

**(૩૬) દુશ્મનથી હિફાઝતની દુઆ:**

اَللّٰهُمَّ اِنَّا نَجۡعَلُكَ فِي نُحُوۡرِهِمۡ وَ نَعُوۡذُ بِكَ مِنۡ شُرُوۡرِهِمۡ۔

અલ્લાહુમ્મ ઈન્ના નજઅલુક ફી નુહૂરિહિમ વ નઊઝુ બિક મિન શુરૂરિહિમ.

(અસ્સુનનુલ કુબરા લિન્નસાઈ, પેજ ૧૫૪)

**અર્થ:** હે અલ્લાહ! અમે આપને આ દુશ્મનોનાં દિલોને ફેરવવાવાળો બનાવીએ છીએ અને તેની શરારતોથી આપની પનાહમાં આવીએ છીએ.

**(૩૭) પરેશાની (તકલીફ) વખતે પઢવાની દુઆ:**

حَسۡبُنَا اللّٰهُ وَ نِعۡمَ الۡوَكِيۡلُ، نِعۡمَ الۡمَوۡلٰى وَ نِعۡمَ النَّصِيۡرُ۔

હસ્બુનલ્લાહુ વ નિઅમલ વકીલ,નિઅમલ મવ્લા વ નિઅમન નસીર.

(નસાઈ શરીફ, પેજ ૧૫૪)

**અર્થ:** અલ્લાહ જ અમારા માટે કાફી છે અને તે જ ઉત્તમ કામોનો બનાવનાર, ઉત્તમ માલિક છે અને તે જ ઉત્તમ મદદગાર છે.

**(૩૮)મુસીબતોથી હિફાઝતની દુઆ:**

بِسۡمِ اللّٰهِ الَّذِىۡ لَا يَضُرُّ مَعَ اِسۡمِهٖ شَىۡءٌ فِى الۡاَرۡضِ وَلَا فِى السَّمَاءِ وَهُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ۔

બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મઅ ઈસ્મિહી શયઉન ફીલ અરદિ વલા ફી સ્સમાઇ વહુવ સ્સમીઉલ અલીમ. (સવાર સાંજ ત્રણ વખત પઢે)

(તિરમિઝી , પેજ ૧૭૫, ભાગ/૨)

**અર્થ:** તે અલ્લાહના નામથી (સવાર–સાંજ કરું છું) જેનું નામ લેવાથી જમીન અને આસ્માનની કોઈ વસ્તુ નુકસાન નથી

પહોંચાડી શકતી. તે સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

**(૩૯) કબ્રસ્તાનમાં દાખલ થતી વખતે પઢવાની દુઆ:**

اَلسَّلَامُ عَلَيْكُمْ يَا اَهْلَ الْقُبُوْرِ يَغْفِرُ اللّٰهُ لَنَا وَلَكُمْ اَنْتُمْ سَلَفُنَا وَ نَحْنُ بِالْاَثَرِ

અસ્સલામુ અલયકુમ યા અહલ લ કુબૂરિ યગફિરુલ્લાહુ લના વ લકુમ અન્તુમ સલફુના વ નહનુ બિલ અષર.

(મિશ્કાત, પેજ ૧૫૪)

**અર્થ:** હે કબ્રવાળાઓ ! તમારા ઉપર સલામ. અલ્લાહ અમારી અને તમારી ગુનાહોથી મગફિરત (માફી) કરે. તમે અમારાથી પહેલાં ચાલ્યા ગયા, અમે પણ તમારી પાછળ આવી રહયા છીએ.

**(૪૦) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એક જામિઅ દુઆ:**

اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُكَ مِنْ خَيْرِ مَا سَاَلَكَ مِنْهُ نَبِيُّكَ مُحَمَّدٌ ﷺ

وَ اَعُوْذُ بِكَ مِنْ شَرِّ مَااسْتَعَاذَ مِنْهُ نَبِيُّكَ مُحَمَّدٌ ﷺ وَ اَنْتَ

الْمُسْتَعَانُ وَ عَلَيْكَ الْبَلَاغُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ۔

અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન ખયરિ મા સઅલક મિન્હુ નબિય્યુક મુહમ્મદુન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વ અઊઝુ બિક મિન શર્રિ મસ્તઆઝ મિન્હુ નબિય્યુક મુહમ્મદુન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વ અન્તલ મુસ્તઆનુ વ અલયકલ બલાગુ વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ.

(તિરમિઝી શરીફ, પેજ ૧૯૨, ભાગ/૨)

**અર્થ:** હે અલ્લાહ! હું તારી પાસે તે તમામ ભલાઈઓ માંગું છું જે તારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તારી પાસે માંગી હતી અને હું તે દરેક બુરાઈથી પનાહ ચાહું છું જેનાથી આપના પ્યારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપથી પનાહ માંગી હતી અને માત્ર આપની ઝાત જ છે કે જેનાથી મદદ માંગી શકાય છે

અને આપના જ ઝિમ્મે છે મને ભલાઈની મંઝિલ સુધી પહોંચાડવાનું કામ. અમારામા નેક કામ કરવાની કે બુરાઈથી બચવાની કોઈ તાકાત કે શકિત નથી પરંતુ માત્ર અલ્લાહની મદદથી જ.



# ખાવાના આદાબ

 **ખાવાના આદાબ પંદર છે:**

(૧) ખાવા પહેલાં બંને હાથ કાંડા સુધી ધોવા,
(૨) દસ્તરખ્વાન પાથરવું,
(૩) બિસ્મિલ્લાહ પઢવી,
(૪)જમણા હાથથી ખાવું,
(૫) પોતાની સામેથી ખાવું,
(૬)ત્રણ આંગળીઓથી ખાવું,
(૭)પ્યાલા, પ્લેટને અને આંગળીઓને ચાટીને સાફ કરવા,
(૮) અગર કોળિયો પડી જાય તો ઊઠાવીને ખાઈ લેવું,
(૯) ખાવામાં ખામી નહિ કાઢવી,
(૧૦)ટેકો દઈને નહિ ખાવું,
(૧૧)ખાવા પછીની દુઆ પઢવી,
(૧૨)દસ્તરખ્વાન ઊઠાવવું,
(૧૩) કોગળા કરવા,
(૧૪)ખાધા પછી હાથ ધોવા,
(૧૫)એકબીજાના ઘરે ઈફતારી કે ખાધા પછીની દુઆ પઢવી

# પાણી પીવાના આદાબ

 **પાણી પીવાના આદાબ દસ છે:**

(૧)પાણી પીતા પહેલાં બિસ્મિલ્લાહ પઢવી.
(૨) ત્રણ સાંસમાં પાણી પીવું.

(૩)ગ્લાસમાં શ્વાસ ન લેવો, અને ફૂંક નહિ મારવી.
(૪)જમણા હાથથી પાણી પીવું.
(૫)બેસીને શાંતિથી પીવું.
(૬) ડોલ, માટલા અને બોટલને મ્હોં લગાવીને ન પીવું.
(૭)વાસણની તૂટેલી જગ્યાએ મોઢું લગાડી ન પીવું.
(૮)દૂધ પીધા પછી તેની દુઆ પઢવી.
(૯)બીજાઓને પિવડાવવામાં જમણી બાજુથી શરૂઆત કરવી અને પોતે છેલ્લે પીવુ.
(૧૦)પાણી પીધા પછી દુઆ પઢવી.
(૧૧)પાણી જોઈને પીવું.

# સુવાના આદાબ



**સુવાના આદાબ સાત છે:**

(૧) જલ્દી સૂવાની ફિકર કરવી, દુનિયાની વાતો કરવી નહિ.
(૨) વુઝૂ કરીને સુવું.
(૩)ત્રણ વખત બિસ્તર ખંખેરીને સૂવું.
(૪)ત્રણ સલાઈ સુરમો લગાવીને સૂવું.
(૫)કલિમએ તૌહીદ પઢીને સૂવું.
(૬)તસ્બીહે ફાતિમા ૩૩ વખત સુબ્હાનલ્લાહ, ૩૩ વખત અલ્હમ્દુ લિલ્લાહ અને ૩૪ વખત અલ્લાહુ અકબર પઢીને સૂવું.
(૭) ચાર કુલ પઢી હાથો પર ફૂંક મારીને પૂરા શરીર ઉપર હાથ ફેરવવો.
(૮)સૂરએ "મુલ્ક" અને સૂરએ "અલિફ લામ મીમ સિજદહ" પઢીને પૂરા શરીર ઉપર હાથ ફેરવવો.
(૯)જમણા પડખે સૂઈને હાથ ગાલની નીચે મૂકીને સૂવું.

(૧૦)સૂવાની દુઆ પઢીને સૂવું.

(૧૧)જો ઊંઘ ન આવે તો આ દુઆ પઢવી"અઊઝુ બિકલિમાતિલ્લાહિ ત્તામ્મતિ મિન ગઝબિહી વ ઈકાબિહી વ શર્રિ ઈબાદિહી વ મિન હમઝાહિ શ્શયાતીનિ વ અંય યહઝુરૂન"

(૧૨)ખરાબ સપનું જુએ તો આ દુઆ પઢે: "અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિ વ શર્રિ હાઝિહિ રુઅયા", અને ડાબી બાજૂ થૂ થૂ કરવું.

(૧૩)સૂઈને ઊઠીને દુઆ પઢે.



## દુઆના આદાબ



**દુઆના આદાબ સાત છે:**

(૧) વુઝુ સાથે કિબ્લા તરફ મોઢું કરી કાયદામાં બેસીને દુઆ માંગવી.

(૨)બંને હાથ છાતીની સામે રાખવા.

(૩) બંને હાથની હથેળીઓ આસ્માન તરફ રાખવી.

(૪)બંને હાથો વચ્ચે થોડું અંતર રાખવું.

(૫)દરેક કલિમાને ત્રણ વખત કહેવું.

(૬)ધીમેથી દુઆ માંગવી.

(૭) દુઆની શરૂઆત અને અંતમાં ખુદા તઆલાના વખાણ કરવા અને દુરૂદ શરીફ પઢવું.



## વુઝૂનું બયાન

સવાલ :– વુઝૂના ફર્ઝો કેટલા છે?

જવાબ :–વુઝૂના ફર્ઝો ચાર છે:

(૧) પૂરું મોઢું ધોવું,

(૨) બંને હાથ કહોણીઓ સમિત ધોવા,

(૩) માથાના ચોથા ભાગનો મસહ કરવો,

(૪) બંને પગોને ઘૂંટીઓ સમિત ધોવા.

સવાલ :– ઉપરોક્ત ફર્ઝોમાંથી કોઈ ફરઝ છૂટી જાય અથવા અધૂરો રહી જાય તો શું હુકમ છે?

જવાબ :– વુઝૂ નહિ થાય.

સવાલ :–વુઝૂમાં કેટલી સુન્નતો છે?

જવાબ :– વુઝૂમાં તેર સુન્નતો છેઃ

(૧) બિસ્મિલ્લાહ પઢવી.

(૨) ત્રણ વખત બંને હાથ કાંડા સુધી ધોવા.

(૩) મિસ્વાક (દાંતણ) કરવું.

(૪) ત્રણ વખત કોગળા કરવા.

(૫) ત્રણ વખત નાકમાં પાણી નાંખવું.

(૬) હાથ અને પગની આંગળીઓનો ખિલાલ કરવો.

(૭) દાઢીનો ખિલાલ કરવો.

(૮) દરકે અવયવને ત્રણ વખત ધોવા.

(૯) એક વખત આખા માથાનો મસહ કરવો.

(૧૦)બંને કાનોનો મસહ કરવો.

(૧૧)ગરદનનો મસહ કરવો.

(૧૨)ક્રમવાર વુઝૂ કરવું.

(૧૩)લગાતાર વુઝૂ કરવું.(એટલે કે એક અવયવ સુકાતાં પહેલાં બીજો અવયવ ધોઈ લેવો.)

સવાલ :–વુઝૂને તોડનારી વસ્તુઓ કેટલી છે?

જવાબ :– વુઝૂને તોડનારી વસ્તુઓ આઠ છે :

(૧)પેશાબ–પાખાનું કરવું અથવા બંને જગ્યાએથી કોઈ વસ્તુનું નીકળવું.

(૨)હવાનું પાછળની જગ્યાએથી નીકળવું.

(૩)શરીરના કોઈપણ ભાગથી લોહી અથવા પરૂનું નીકળીને વહી જવું.

(૪)મોઢું ભરીને ઊલ્ટી કરીવી.

(૫)ચત્તાપાટ અથવા ટેક લગાવીને ઊંઘી જવું.

(૬)બેભાન થઈ જવું.

(૭)ગાંડા થઈ જવું.

(૮)રૂકૂઅ સિજદહવાળી નમાઝમાં જોરથી (ખડખડાત) હસ્વુંઇ

સવાલ :– ઓરત જો સિજદહમાં સૂઇ જાયતો તેનો શું હુકમ છે?

જવાબ :–ઓરતનું વુઝૂ સિજદહમાં સૂઈ જવાથી તૂટી જાય છે. મર્દનું નથી તૂડતૂં પણ શર્ત એ છે કે સુન્નત તરીકા પ્રમાણે સિજદો હોય. (શામીઃ પેજ ૨૪૩, ભાગ/૧)



## ગુસલ (ન્હાવા)નું બયાન

સવાલ :– ગુસલ કયારે વાજિબ થાય છે?

જવાબ :– જનાબત (સંભોગ કર્યા પછી), એહતેલામ (સ્વપ્નદોષ) થવાથી, ગુપ્તાંગોના એક બીજા સાથે સ્પર્શથી અને હૈઝ (માસિક) અને નિફાસ (પ્રસુતિ પછી ચાલીસ દિવસ થતો રકત સ્ત્રાવ) બંધ થવાથી ગુસલ વાજિબ થાય છે.

સવાલ :– ગુસલના ફર્ઝો કેટલા છે?

જવાબ :– ગુસલના ફર્ઝો ત્રણ છેઃ

(૧) મોઢું ભરીને કોગળા કરવા.

(૨) નાકનાં નરમ ભાગ સુધી પાણી પહોંચાડવું.

(૩)આખા શરીર ઉપર એવી રીતે પાણી વહાવવું કે એક વાળ જેટલી જગ્યા પણ સૂકી ના રહી જાય.

સવાલ :– ગુસલના ફર્ઝોમાંથી કોઈ એક ફર્ઝ છૂટી જાય અથવા કોઈ જગ્યા સૂકી રહી જાય તો શું હુકમ છે?

જવાબ :– ગુસલ નહિં થાય.

સવાલ :– ગુસલમાં સુન્નતો કેટલી છે?

જવાબ :– ગુસલમાં સુન્નતો પાંચ છે:

(૧)બંને હાથ કાંડા સુધી ધોવા.

(૨) પેશાબ જાજરૂની જગ્યા ધોવી.

(૩)નાપાકી દૂર કરવાની (ગુસલ) નિય્યત કરવી.

(૪)પહેલાં વુઝૂ કરી લેવું.

(૫)આખા શરીર ઉપર ત્રણ વાર પાણી વહાવવું.



## તયમ્મુમનું બયાન

સવાલ :–તયમ્મુમના ફર્ઝો કેટલા છે ?

જવાબ :– તયમ્મુમના ફર્ઝો ત્રણ છે:

(૧)પાકીની નિય્યત કરવી.

(૨) પાક માટી પર એક વખત બંને હાથ મારીને પૂરા મોઢા પર ફેરવવા.

(૩) બંને હથેળીઓ પાક માટી પર મારી બંને હાથો ઉપર કહોણીઓ સુધી ફેરવવી.

સવાલ :– તયમ્મુમના ફરાઇઝમાંથી એક ફર્ઝ છૂટી જાય અથવા કોઇ એક જગ્યાએ હાથ ન પહોંચે તો શું હુકમ છે?

જવાબ :– તયમ્મુમ નહિં થાય.

સવાલ :– તયમ્મુમની રીત શું છે?

જવાબ :– તયમ્મુમની નિય્યત કરી બંને હાથ હથેળીઓ પાક માટી પર મારે અને ખંખેરીને ચહેરા ઉપર ફેરવે. ફરીવાર બંને હાથ પાક માટી પર મારે અને ખંખેરીને બંને હાથો ઉપર

કહોણીઓ સુધી સારી રીતે ફેરવે.

સવાલ :– તયમ્મુમને તોડવાવાળી કેટલી ચીઝો છે?

જવાબ :– તયમ્મુમને તોડવાવાળી ચીજો ચાર છે:

(૧)જે ચીઝોથી વુઝૂ તૂટી જાય છે તે ચીઝોથી તયમ્મુમ પણ તૂટી જાય છે.

(૨)ગુસલને ફરજ કરવાવાળી ચીઝો.

(૩) જે મજબૂરીને લઈને તયમ્મુમ કર્યું હતું તે મજબૂરી બાકી ન રહે.

(૪)પાણી મળી જાય.

સવાલ :– પાણી હોવા છતાં કઈ નમાઝો માટે તયમ્મુમની ઈજાઝત છે?

જવાબ :– તેવી દરેક નમાઝ માટે કે જો છૂટી જાય તો તેની કઝા કરવાની નથી હોતી (જનાઝહની નમાઝ અને ઈદની નમાઝ) જો વુઝૂ કરવા રહે તો નમાઝ છૂટી જવાની બીક હોય તો તયમ્મુમની ઈજાઝત છે. (દુર્રે મુખ્તાર, પેજ ૩૬૨, ભાગ/૧)

સવાલ :–વુઝૂ અને ગુસલના તયમ્મુમ મા શું તફાવત છે?

જવાબ :– કોઈ તફાવત નથી, વુઝૂ અને ગુસલના તયમ્મુમની રીત એક જ છે.



# અઝાનનું બયાન

સવાલ :– અઝાન કયારથી શરૂ થઈ ?

જવાબ :–અઝાનની શરૂઆત મદીનહ મુનવ્વરહમા સન હિજરી એકથી થઈ. (ઈલ્મુલ ફિકહ, પેજ ૧૨, ભાગ/૨)

સવાલ :– અઝાનનો શું હુકમ છે ?

જવાબ :–મર્દો માટે દરેક ફર્ઝ નમાઝથી પહેલાં અઝાન કહેવી સુન્નતે મોઅકકદહ છે, ભલે તે મુસાફિર હોય કે મુકીમ, એકલો નમાઝ પઢતો હોય કે જમાઅતની સાથે, અદા

નમાઝ હોય કે કઝા નમાઝ. ઈદની નમાઝ અને જનાઝહની નમાઝ માટે અઝાનનો હુકમ નથી.

(ઈલ્મુલ ફિકહ, પેજ ૧૨, ભાગ/૨)

સવાલ :– જયારે અઝાન થતી હોય ત્યારે શું કરવું જોઈએ ?

જવાબ :– અઝાન સાંભળનાર મર્દ હોય કે ઓરત, પાક હોય કે નાપાક, તેના માટે જરૂરી છે કે જે કલિમાત મોઅઝઝીન કહે તે પોતે પણ કહે, પરંતુ "હય્ય અલસ્સલાહ" અને "હય્ય અલલ ફલાહ"ના જવાબમાં "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ" અને "અસ્સલાતુ ખયરૂમ મિનન્વમ"ના જવાબમાં "સદક્ત વ બરરૂત" અને ઈકામતમાં "કદકામતિસ્સલાહ"ના જવાબમાં "અકામહલ્લાહુ વ અદામહા" કહે.

(ઈલ્મુલફિકહ, પેજ ૧૮, ભાગ/૨)

સવાલ :– કયારે અઝાનનો જવાબ ન આપવો જોઈએ?

જવાબ :– (૧)નમાઝ પઢતી વખતે.

(૨)જુમ્આના ખુત્બા વખતે.

(૩) ઈલ્મે દીન શીખતી વખતે.

(૪) જમતી વખતે.

(૫) પેશાબ પાખાના વખતે.

(૬)હૈઝ અને નિફાસ વખતે.

(૭)સંભોગ વખતે.(ઈલ્મુલફિકહ, પેજ ૨૦, ભાગ/૨)

સવાલ :– અઝાન પછીની દુઆ શું છે?

જવાબ :– અઝાન પછી દુરૂદ શરીફ પઢી આ દુઆ પઢે:

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَآئِمَةِ اٰتِ

مُحَمَّدَ نِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًامَّحْمُوْدَ نِ الَّذِىْ وَعَدْتَّهٗ اِنَّكَ

لَا تُخْلِفُ الْمِيْعَادَ ط

અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિ–દ–દઅવતિ ત્તામ્મહ વ સ્સલાતિલ કાઈમહ, આતિ મુહમ્મદનિલ વસિલત વલ ફઝીલત વબ્અસ્હૂ મકામમ મહમૂદ નિલ્લઝી વઅત્તહૂ, ઈન્નક લાતુખલિફુલ મીઆદ.

અર્થ: હે અલ્લાહ! આ સંપુર્ણ પુકાર (અઝાન) અને કાયમ રહેવાવાળી નમાઝના માલિક! હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વસીલો અતા ફરમાવ, અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મકામે મહમૂદ અતા ફરમાવ જેનો આપે વાયદો ફરમાવ્યો છે. બેશક આપ વચનભંગ નથી કરતા.



# નમાઝનું બયાન

સવાલ :– નમાઝ કોના ઉપર ફર્ઝ છે?

જવાબ :–દરેક મુસલમાન મર્દ, ઓરત, અકલમંદ, બાલિગ (પુખ્તવય)ના ઉપર નમાઝ ફર્ઝ છે.

સવાલ :– શરૂઆતમાં કેટલા વખત અને કયા વખતની નમાઝ ફર્ઝ હતી?

જવાબ :–રિસાલત (નુબુવ્વત મળ્યા)ની શરૂઆતમાં ઉમ્મતે મુહમ્મદીય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ફકત બે વખતની નમાઝ ફર્ઝ હતી, સૂર્ય નિકળતા (સૂર્યોદય) પહેલાં અને સૂર્ય ડુબ્યા (સુર્યાસ્ત) પછી. (ઈલ્મુલફિકહ, પેજ–૧, ભાગ/૩)

સવાલ :–પાંચ વખતની નમાઝ કયારે ફર્ઝ થઈ?

જવાબ :– હિજરતથી દોઢ વર્ષ પહેલાં મેઅરાજ વખતે ફજર,

ઝોહર, અસર, મગરિબ, ઈશા એમ કુલ પાંચ વખતની નમાઝો ફર્ઝ થઈ. (ઈલ્મુલ ફિકહ, પેજ–૧, ભાગ/૧)

સવાલ :– જુમ્અહની નમાઝ કયારે અને કયાં ફર્ઝ થઈ?

સવાલ :– જુમ્આની નમાઝ હિજરત પહેલાં મકકહ મુકર્રમહમાં ફર્ઝ થઈ,પરંતુ મદીનહ મુનવ્વરહથી અદાયગી (અમલ કરવા) ની શરૂઆત થઈ. (ઈલ્મુલ ફિકહ, પેજ–૧૫૬, ભાગ/૨)

સવાલ :– જુમ્આની નમાઝ કોના ઉપર ફર્ઝ છે?

જવાબ :– દરેક અકલમંદ, બાલિગ, આઝાદ, મુકીમ, તંદુરસ્ત મુસલમાન પર જુમ્આની નમાઝ ફર્ઝ છે. (ઈલ્મુલ ફિકહ, પેજ–૧૨૬)

સવાલ :–પાંચ ટાઈમની નમાઝોમાં ફર્ઝ, સુન્નત, નફલ, વાજિબ રકાતોની સંખ્યા કેટલી છે?

જવાબ :– જુમ્અહના દિવસે ૧૫ રકાતો અને બીજા દિવસોમાં ૧૭ રકાતો ફર્ઝ અને ૧૨ રકાતો સુન્નતે મુઅકકદહ અને ૮ રકાતો સુન્નતે ગેરમુઅકકદહ અને ૩ રકાત વાજિબ અને ૮ નફલ છે.

સવાલ :– પાંચેવ નમાઝો અને નમાઝે જુમ્આમાં રકાતોની ગણત્રી ખુલાસા સાથે બતાવો.

જવાબ :–

**ફજર**

| કુલ રકાત | સુન્નત, ફર્ઝ પહેલાં | ફર્ઝ | સુન્નત, ફર્ઝ પછી | નફલ | વાજિબ |
|---|---|---|---|---|---|
| ૪ રકાત | ૨ સુન્નતે મુઅકકદહ | ૨ રકાત | × | × | × |

**ઝોહર**

| કુલ રકાત | સુન્નત, ફર્ઝ પહેલાં | ફર્ઝ | સુન્નત, ફર્ઝ પછી | નફલ | વાજિબ |
|---|---|---|---|---|---|
| ૧૨ રકાત | ૪ સુન્નતે મુઅકકદહ | ૪ રકાત | ૨ સુન્નતે મુઅકકદહ | ૨ રકાત | × |

**અસર**

| કુલ રકાત | સુન્નત, ફર્ઝ પહેલાં | ફર્ઝ | સુન્નત, ફર્ઝ પછી | નફલ | વાજિબ |
|---|---|---|---|---|---|
| ૮ રકાત | ૪ સુન્નતે ગેર મુઅક્કદહ | ૪ રકાત | × | × | × |

## મગરિબ

| કુલ રકાત | સુન્નત, ફર્ઝ પહેલાં | ફર્ઝ | સુન્નત, ફર્ઝ પછી | નફલ | વાજિબ |
|---|---|---|---|---|---|
| ૭ રકાત | × | ૩ રકાત | ૨ સુન્નતે મુઅક્કદહ | ૨ રકાત | × |

## ઈશા

| કુલ રકાત | સુન્નત, ફર્ઝ પહેલાં | ફર્ઝ | સુન્નત, ફર્ઝ પછી | નફલ | વાજિબ | નફલ |
|---|---|---|---|---|---|---|
| ૧૭ રકાત | ૪ સુન્નતે ગેર મુઅક્કદહ | ૪ રકાત | ૨ સુન્નતે મુઅક્કદહ | ૨ રકાત | ૩ વિતર | ૨ રકાત |

## જુમ્આ

| કુલ રકાત | સુન્નત, ફર્ઝ પહેલાં | ફર્ઝ | સુન્નત, ફર્ઝ પછી | નફલ | વાજિબ |
|---|---|---|---|---|---|
| ૧૪ રકાત | ૪ સુન્નતે મુઅક્કદહ | ૨ રકાત | ૪ સુન્નતે મુઅક્કદહ<br>૨ સુન્નતે મુઅક્કદહ | ૨ રકાત | × |

સવાલ :– કયા ટાઈમમાં કોઈ પણ નમાઝ પઢવી મકરૂહ છે?

જવાબ :–(૧)સૂરજ નીકળતી (સુર્યોદય) વખતે.

(૨) મધ્યાહ્ન (ઝવાલ) વખતે.

(૩) સૂરજ ડૂબતી (સૂર્યાસ્ત) વખતે.

(૪) જુમ્આના ખુત્બા વખતે. (ઈસ્લામિફિકહ, પેજ ૧૦૪)

સવાલ :– કયા સમયે ફકત નફલ નમાઝ મકરૂહ છે?

જવાબ :–(૧)સુબ્હ સાદિકથી સૂરજ નીકળતા (સૂર્યોદય) સુધી.

(૨) અસરની ફર્ઝ નમાઝ પઢયા પછીથી લઈને સૂરજ ડૂબવા સુધી.

(૩) સૂરજ ડુબવાથી લઈને મગરિબની ફર્ઝ નમાઝ અદા કરવા સુધી.

(૪) ઈદની નમાઝ પહેલાં. (ઈસ્લામિફિકહ, પેજ ૧૦૪)

સવાલ :– નમાઝની બહારના ફર્ઝો એટલે કે નમાઝની શર્તો કેટલી છે?

જવાબ :– નમાઝની શર્તો સાત છેઃ

(૧)બદનનું પાક હોવું.

(૨) કપડાંનું પાક હોવું.

(૩)જગાનું પાક હોવું.

(૪)સતરનું છુપાવવું.

(૫) નમાઝનો ટાઈમ હોવો.

(૬) કિબ્લા તરફ મોઢું કરવું.

(૭) નિય્યત કરવી.

સવાલ :– નમાઝની અંદરના ફર્ઝ કેટલા છે?

જવાબ :– નમાઝની અંદરના ફર્ઝ ૬ છે :

(૧)તકબીરે તહરીમાં એટલે કે "અલ્લાહુ અકબર કહેવું,

(૨) કિયામ એટલે કે ઊભા રહેવું.

(૩) કિરાઅત, એટલે કુર્આન શરીફની ઓછામાં ઓછી ત્રણ નાની આયતો અથવા એક લાંબી આયત પઢવી.

(૪)રૂકૂઅ કરવો.

(૫) બંને સિજદા કરવા.

(૬) આખરી કાયદામાં તશહહુદ પઢીએ એટલા સમય સુધી બેસવું.

સવાલ :– ઉપર બતાવેલ ફર્ઝોમાંથી એક પણ ફર્ઝ છૂટી જાય તો નમાઝનો શું હુકમ છે?

જવાબ :–નમાઝ થશે જ નહિ, ફરી પઢવી પડશે.

સવાલ :– નમાઝના વાજિબાત કેટલા છે?

જવાબ :– નમાઝના વાજિબાત ૧૪ છે:

(૧) ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રકાત સિવાય બાકી તમામ નમાઝોની તમામ રકાતોમાં સૂરએ ફાતિહા પઢવી.

(૨) ફર્ઝ નમાઝની પ્રથમ બે રકાતોમાં અને વિતર, સુન્નત અને નફલની તમામ રકાતોમાં સૂરએ ફાતિહા પછી કોઈ સૂરત અથવા એક લાંબી આયત પઢવી.

(૩) સૂરએ ફાતિહાને સૂરતથી પહેલા પઢવું.

(૪)તરતીબ એટલે દરેક ફર્ઝને એના ક્રમ પ્રમાણે અદા કરવો.

(૫) કવમહ એટલે રૂકૂઅથી ઊઠીને સીધા ઊભા રહેવું.

(૬) જલસહ એટલે બંને સિજદાઓ વચ્ચે બરાબર બેસવું.

(૭)તઅદીલે અરકાન એટલે દરેક રૂકનને સારી રીતે અદા કરવું.

(૮)બે રકાત ઉપર કાયદામાં તશહહૂદ પઢીએ એટલા સમય સુધી બેસવું.

(૯)બંને કાયદામાં તશહહુદ પઢવું.

(૧૦) જહરી નમાઝમાં ઈમામે જોરથી અને સિરરી નમાઝમાં ઈમામે આહિસ્તાથી પઢવું.

(૧૧)વિતરની ત્રીજી રકાતમાં કિરાઅત પછી તકબીર કહેવી અને દુઆએ કુનૂત પઢવું.

(૧૨) નમાઝમાં કોઈ એવું કામ ન કરવું જેનાથી ફર્ઝ અથવા વાજિબને અદા કરવામાં મોડું થાય.

(૧૩) બંને ઈદોની નમાઝોમાં છ વધારાની તકબીરો કહેવી અને બીજી રકાતના રૂકૂઅની તકબીર કહેવી.

(૧૪) સલામના શબ્દથી નમાઝ પૂરી કરવી.

સવાલ :– નમાઝના વાજિબાત માંથી એક પણ વાજિબ જાણીબુઝીને છોડી દે તો નમાઝનો શું હુકમ છે?

જવાબ :– ગુનેહગાર થશે અને નમાઝને બીજી વખત પઢવી જરૂરી થશે

સવાલ :– વાજિબ ભૂલથી છૂટી જાય તો શું હુકમ છે?

જવાબ :– અગર વાજિબ ભૂલથી છૂટી જાય તો સિજદ–એ–સહ્વ કરવાથી નમાઝ થઈ જશે, બીજી વખત પઢવાની જરૂરત નથી.



## સિજદ–એ–સહવનું બયાન

સવાલ :– સિજદ–એ–સહ્વ કોને કહેવામાં આવે છે?

જવાબ :– સિજદએ સહ્વનો મતલબ છે ભૂલનો સિજદો. ક્યારેક નમાઝમાં કમી ઝયાદતી (ઓછુ વધતું) થવાથી નુકસાન થાય છે, કેટલાક નુકસાન એવા હોય છે કે તેને સુધારવા માટે છેલ્લા કાયદામાં તશહહૂદ પઢીને એક તરફ સલામ ફેરવી બે સિજદા કરવામાં આવે છે તેને સિજદ–એ–સહવ કેહવામાં આવે છે.

સવાલ :– ક્યા નુકસાનથી સિજદએ સહ્વ વાજિબ થાય છે?

જવાબ :–

(૧)ફર્ઝ અથવા વાજિબના આગળ પાછળ થવાથી.

(૨) ફર્ઝ અથવા વાજિબના તકરાર (એકથી વધુ) કરવાથી.

(૩)ફર્ઝ અથવા વાજિબની અદાયગીમાં એક રૂકન અદા કરવા જેટલું મોડું થવાથી.

(૪)વાજિબ છૂટી જવાથી.

(૫) વાજિબની હાલત (કેફિયત) બદલવાથી. (મસાઈલે સિજદએ સહવ, પેજ ૨૫)



## નમાઝની સુન્નતો

સવાલ :– નમાઝમાં સુન્નતો કેટલી છે?

જવાબ :– નમાઝમાં ૫૧ સુન્નતો છે.

સવાલ :– કયામની સુન્નતો કેટલી છે ?

જવાબ :– કયામની ૧૧ સુન્નતો છે:

(૧)તકબીરે તહરીમા વખતે સીધા ઊભા રહેવું એટલે કે માથું નમાવવું નહિ.

(૨)બંને પગ વચ્ચે ચાર આંગળીઓનું અંતર રાખવું અને પગની આંગળીઓ કિબ્લા તરફ રાખવી.

(૩)તકબીરે તહરીમા ઈમામની તકબીરે તહરીમા સાથે હોવી.

(૪)તકબીરે તહરીમા વખતે બંને હાથ કાનો સુધી ઉઠાવવા.

(૫)હથેળીઓ કિબ્લા તરફ રાખવી.

(૬) આંગળીઓ પોતાની હાલત પર રાખવી, એટલે કે ન વધારે ખુલી રાખવી ન બંધ રાખવી.

(૭)છેલ્લી આંગળી અને અંગુઠાથી દાયરો બનાવી કાંડાને પકડવું.

(૮) જમણી હથેળીને ડાબી હથેળીના પાછલા ભાગ પર રાખવી.

(૯) વચ્ચેની ત્રણ આંગળીઓને કલાઈ (કાંડા) પર રાખવી,

(૧૦)ડૂંટીની નીચે હાથ બાંધવા.

(૧૧) સના પઢવી.

સવાલ :– કિરાઅતની કેટલી સુન્નતો છે?

જવાબ :– કિરાઅતની સાત સુન્નતો છે:

(૧)તઅવવુઝ એટલે કે "અઊઝૂબિલ્લાહ" પઢવું.

(૨)તસ્મિયહ એટલે કે બિસ્મિલ્લાહ પઢવી.

(૩)આહિસ્તાથી આમીન કહેવું.

(૪)ફજર અને ઝોહરમાં તિવાલે મુફસ્સલ એટલે કે સૂરએ હુજરાતથી સૂરએ બુરૂજ સુધી, અને અસર અને ઈશામાં અવસાતે મુફસ્સલ એટલે કે સૂરએ બુરૂજથી સૂરએ બય્યિનહ સુધી, અને મગરિબમાં કિસારે

મુફસ્સલ એટલે કે સૂરએ બય્યિનહથી સૂરએ નાસ સુધીની સૂરતો પઢવી.

(૫)ફજરની પહેલી રકાત લાંબી કરવી.

(૬) ન વધુ ઝડપથી કે ન વધારે થોભી થોભીને બલ્કે મધ્યમ રફતારથી પઢવું.

(૭)ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રકાતમાં સૂરએ ફાતિહા પઢવી.

સવાલ :– રુકૂઅની સુન્નતો કેટલી છે?

જવાબ :– રૂકૂઅની આઠ સુન્નતો છેઃ

(૧)રુકૂઅની તકબીર કહેવી.

(૨)રુકૂઅમાં હાથોથી ઘુંટણોને પકડવા.

(૩)ઘુંટણો પકડવામાં આંગળીઓને ખુલ્લી રાખવી.

(૪)પીંડલીઓ સીધી રાખવી.

(૫) પીઠ બીછાવવી.

(૬)માથું અને સુરીન(નિતંબ) એક સીધમાં બરાબર રાખવું.

(૭)રૂકૂઅમાં ઓછામાં ઓછુ ત્રણ વખત "સુબ્હાન રબ્બિયલ અઝીમ" પઢવું.

(૮) રુકૂઅથી ઊઠતા ઈમામે "સમીઅલ્લાહુ લીમન હમીદહ" અને મુકતદીએ "રબ્બના લકલ હમ્દ" અને મુનફરિદે (એકલા નમાઝ પઢવાવાળાએ) બંને પઢવું.

સવાલ :– સિજદહની સુન્નતો કેટલી છે?

જવાબ :– સિજદહની બાર સુન્નતો છેઃ

(૧) સિજદહની તકબીર કહેવી.

(૨) સિજદહમાં જતી વખતે પહેલાં બંને ઘુંટણ જમીન પર મુકવા.

(૩)પછી બંને હાથ મુકવા.

(૪) પછી નાક મુકવું.

(૫) પછી (કપાળ) પેશાની મુકવી,
(૬) બંને હાથોની વચ્ચે સિજદો કરવો,
(૭)સિજદહમાં પેટને જાંગોથી અલગ રાખવું,
(૮)હાથોને બગલથી અલગ રાખવા,
(૯)કહોણીઓ જમીનથી અલગ રાખવી,
(૧૦)સિજદામાં ઓછામાં ઓછું ત્રણ વખત "સુબ્હાન રબ્બીયલ અઅ્લા" પઢવું,
(૧૧)સિજદાથી ઊઠવાની તકબીર કહેવી,
(૧૨) સિજદાથી ઊઠતી વખતે પહેલા પેશાની (કપાળ) પછી નાક, પછી બંને હાથ, પછી ઘુંટણ ઊઠાવવા અને બંને સિજદા વચ્ચે શાંતીથી બેસવું.



# નમાઝના અઝકાર

 અઝાન પછી પઢવાની દુઆ:

અઝાન પછી દુરૂદ શરીફ પઢીને આ દુઆ પઢે:

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَآئِمَةِ اٰتِ مُحَمَّدَ نِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًا مَّحْمُوْدَ نِ الَّذِىْ وَعَدْتَّهٗ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ط

અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિ–દ–દઅવતિ ત્તામ્મહ વ સ્સલાતિલ કાઈમહ, આતિ મુહમ્મદનિલ વસિલત વલ ફઝીલત વબઅસ્હૂ મકામમ મહમૂદ નિલ્લઝી વઅત્તહૂ, ઈન્નક લા તુખલિફુલ મીઆદ.

અર્થ: હે અલ્લાહ! આ સંપુર્ણ પુકાર (અઝાન) અને કાયમ રહેવાવાળી નમાઝના માલિક! હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વસીલો અતા ફરમાવ, અને હુઝૂર

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મકામે મહમૂદ અતા ફરમાવ જેનો આપે વાયદો ફરમાવ્યો છે. બેશક આપ વચનભંગ નથી કરતા.

**સના:**

سُبْحَانَكَ اللّٰهُمَّ وَ بِحَمْدِكَ وَ تَبَارَكَ اسْمُكَ وَ تَعَالٰى جَدُّكَ وَلَآ اِلٰهَ غَيْرُكَ۔

સુબ્હાન કલ્લાહુમ્મ વ બિહમ્દિક વ તબારકસ્મુક વ તઆલા જદ્દુ–ક વલા ઈલાહ ગયરુક

**અર્થ:** હે અલ્લાહ! અમે તારી પવિત્રતાનો ઈકરાર કરીએ છીએ અને તમારી તા'રીફ બયાન કરીએ છીએ અને તારું નામ બરકતવંત છે અને તારી બુઝુર્ગી ઘણી ઉચ્ચતર છે અને તારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી.

**તઅવ્વુઝ:**

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ۔

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિ ર્રજીમ.

**અર્થ:** હૂં અલ્લાહનો આશ્રય (રક્ષણ) ચાહું છું લઅ્નત કરવામાં આવેલ શૈતાનથી.

**તસ્મિયહ:**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ۔

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ.

**અર્થ:** અલ્લાહના નામથી શરૂ કરું છું જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

## સૂરએ ફાતિહા

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۙ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ؕ اِيَّاكَ نَعْبُدُ وَ اِيَّاكَ نَسْتَعِيْنُ ؕ اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۙ صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَ لَا الضَّآلِّيْنَ ؏

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન, અર્રહમાનિ ર્રહીમ, માલિકી યવ્મિદ્દીન, ઈય્યાક નઅબુદૂ વ ઈય્યાક નસ્તઈન, ઈહદિનાસ્સિરાતલ મુસ્તકીમ, સિરાતલ્લઝીન અન્અમ્ત અલયહિમ, ગયરિલ મગદુબિ અલયહિમ વલદદાલ્લીન.

**અર્થ:** બધા જ વખાણ અલ્લાહના માટે જ છે જે સર્વ જગતનો પાલનહાર છે, ઘણો જ મહેરબાન રહમ કરવાવાળો છે, બદલાના દિવસનો માલિક છે, હે અલ્લાહ! અમો તારી જ ઈબાદત કરીએ છીએ અને તારાથી જ મદદ માંગીએ છીએ, અમને સીધા રસ્તા પર ચલાવ, તે લોકોના રસ્તા પર કે જેમના ઉપર તેં તારી મહેર વરસાવી છે, ન કે તે લોકોના રસ્તા પર કે જેમના ઉપર તારો ગજબ (ગુસ્સો) નાઝિલ થયો (ઉતર્યો) છે, અને ન ગુમરાહોનાં રસ્તા પર.

## સૂરએ કવષર

اِنَّا اَعْطَيْنٰكَ الْكَوْثَرَ ۃ فَصَلِّ لِرَبِّكَ وَ انْحَرْ ۃ اِنَّ شَانِئَكَ هُوَ الْاَبْتَرُ۔

ઈન્ના અઅ્તયનાકલ કવ્ષર, ફસલ્લિ લિ રબ્બિક વન્હર, ઈન્ન શાનિઅક હુવલ અબ્તર.

**અર્થ:** એ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમે તમને કવષર અર્પણ કર્યુ છે, માટે તમે તમારા પરવરદિગાર માટે નમાઝ પઢો અને કુરબાની કરો, બેશક આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો દુશ્મન નિવર્શ (ખતમ થવાવાળો) છે.

## સૂરએ ઈખ્લાસ

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۃ اَللّٰهُ الصَّمَدُ ۃ لَمْ يَلِدْ وَ لَمْ يُوْلَدْ وَ لَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ

કુલ હુવલ્લાહુ અહદ, અલ્લાહુસ્સમદ, લમ યલિદ વ લમ યૂલદ, વ લમ યકુલ્લહૂ કુફૂવન અહદ.

**અર્થ:** એ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપ ફરમાવી દો કે અલ્લાહ એક છે, અલ્લાહ બેનિયાઝ (સ્વાધીન) છે, એની કોઈ

અવલાદ નથી, ન એ કોઈની અવલાદ છે, એના બરાબર (સમકક્ષ) કોઈ નથી.

## સૂરએ ફલક

قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ، مِنْ شَرِّ مَاخَلَقَ، وَمِنْ شَرِّ غَاسِقٍ اِذَا وَقَبَ، وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِی الْعُقَدِ، وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ۔

કુલ અઊઝુ બિરબ્બિલ ફલક, મિન શર્રિ મા ખલક, વ મિન શર્રિ ગાસિકિન ઈઝા વકબ, વ મિન શર્રિન નફફાસાતિ ફિલ ઉકદ, વ મિન શર્રિ હાસિદીન ઈઝા હસદ.

**અર્થ:** એ નબી ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમે ફરમાવી દયો કે હું સવારના રબની પનાહમાં આવું છું, દરેક એ વસ્તુની બુરાઈથી જે એણે પેદા કરી અને અંધારાની બુરાઈથી જયારે અંધકાર છવાઈ જાય અને ગાંઠો પર ઝારફૂંક કરવાવાળાઓની બુરાઈથી અને હસદ (ઈર્ષ્યા) કરવાવાળાના શર (નુકશાન)થી જયારે તે હસદ (ઈર્ષ્યા) કરવા લાગે.

## સૂરએ નાસ

قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ، مَلِكِ النَّاسِ، اِلٰهِ النَّاسِ، مِنْ شَرِّ الْوَسْوَاسِ الْخَنَّاسِ، الَّذِیْ یُوَسْوِسُ فِیْ صُدُوْرِ النَّاسِ، مِنَ الْجِنَّةِ وَ النَّاسِ۔

કુલ અઊઝુ બિરબ્બિન્નાસિ, મલિકિન્નાસિ, ઈલાહિન્નાસિ, મિન શર્રિલ વસ્વાસિલ ખન્નાસિ, અલ્લઝી યુવસ્વિસુ ફી સુદૂરિન્નાસિ, મિનલ જિન્નતિ વન્નાસિ.

**અર્થ:** એ નબી ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમો ફરમાવી દો કે હું લોકોના રબ, લોકોના બાદશાહ, લોકોના મઅ્બૂદની પનાહમાં આવું છું. વસ્વસો (શંકા કુશંકા) નાંખવાવાળા,

પાછળ હટી જનાર શયતાનના શર્ર (બુરાઈ)થી જે લોકોના દિલોમા વસ્વસો (શંકા કુશંકા) નાંખે છે, ચાહે જિન્નાત હોય કે ઈન્સાન.

## રૂકૂઅની તસ્બીહ

سُبْحَانَ رَبِّیَ الْعَظِیْم۔

સુબ્હાન રબ્બિયલ અઝીમ

અર્થ: હું મારા મહાન પાલનહારની પાકી બયાન કરું છું

## કવમહની તસ્મીઅ (ઈમામના માટે)

سَمِعَ اللّٰهُ لِمَنْ حَمِدَهٗ۔

સમીઅલ્લાહુ લિમન હમિદહ

અર્થ: જેણે અલ્લાહની તા'રીફ બયાન કરી તે અલ્લાહે સાંભળી લીધી

## કવમહની તહમીદ (મુકતદી માટે)

رَبَّنَاوَ لَكَ الْحَمْدُ۔

રબ્બના વ લકલ હમ્દ

અર્થ: હે અમારા પરવરદિગાર! અને તારા જ માટે બધા વખાણ છે.

## સિજદહની તસ્બીહ

سُبْحَانَ رَبِّیَ الْاَعْلٰی۔

સુબ્હાન રબ્બિયલ અઅ્લા

અર્થ: હું મારા ઉચ્ચતમ પરવરદિગારની પાકી બયાન કરું છું.

## તશહહૂદ (અત્તહિય્યાત)

اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَ الصَّلَوٰةُ وَ الطَّيِّبَاتُ اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَ رَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهٗ اَلسَّلَامُ عَلَيْنَا وَ عَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ

اَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَ رَسُوْلُهٗ۔

અત્તહિય્યાતુ લિલ્લાહિ, વસ્સલવાતુ, વત્તયિબાતુ, અસ્સલામુ અલયક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ, અસ્સલામુ અલયના વ અલા ઈબાદિલ્લાહિ સ્સાલિહીન, અશહદુ અલ્લા ઈલાહ ઈલલ્લાહુ, વ અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ.

અર્થ: ઝબાન વડે થતી બધી ઈબાદતો અને શરીર વડે થતી બધી ઈબાદતો અને માલ વડે થતી બધી ઈબાદતો અલ્લાહ માટે જ છે. સલામ આપ પર એ નબી અને અલ્લાહની રહમત તથા એની બરકતો નાઝિલ થાય આપ પર, સલામ અમારા ઉપર અને અલ્લાહના તમામ નેક બંદાઓ ઉપર, હું ગવાહી આપું છું કે અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી અને હું ગવાહી આપું છું કે મુહમ્મદ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى

اِبْرَاهِيْمَ وَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ

અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિંન કમા સલ્લયત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુ મ્મજીદ.

અર્થ: હે અલ્લાહ! તુ રહમત નાઝિલ ફરમાવ મુહમ્મદ પર અને મુહમ્મદના કુટુંબીજનો પર જેવી રીતે કે તે રહમત નાઝિલ ફરમાવી ઈબ્રાહીમ પર અને ઈબ્રાહીમની આલ પર, બેશક તુજ તા'રીફના લાયક, મોટી બુઝૂર્ગીવાળો છે.

اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ

عَلٰى اِبْرَاهِيْمَ وَ عَلٰى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ۔

**અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિંન કમા બારકત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુ મ્મજીદ.**

**અર્થ:** હે અલ્લાહ! તુ બરકત નાઝિલ ફરમાવ મુહમ્મદ પર અને મુહમ્મદના કુટુંબીજનો પર જેવી રીતે કે તે બરકત નાઝિલ ફરમાવી ઈબ્રાહીમ પર અને ઈબ્રાહીમની આલ પર, બેશક તુજ તા'રીફના લાયક, મોટી બુઝૂર્ગીવાળો છે.

## દુઆએ માષુરહ

اَللّٰهُمَّ اِنِّىْ ظَلَمْتُ نَفْسِىْ ظُلْمًا كَثِيْرًا وَّ لَايَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ فَاغْفِرْلِىْ مَغْفِرَةً مِّنْ عِنْدِكَ وَ ارْحَمْنِىْ اِنَّكَ اَنْتَ الْغَفُوْرُ الرَّحِيْمُ۔

**અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફસી ઝુલ્મન કષીરંવ વલા યગફિરુઝ ઝુનૂબ ઈલ્લા અન્ત ફગફિર લી મગફિરતમ મિન ઈન્દિક વરહમની ઈન્નક અન્તલ ગફૂરુર્રહીમ.**

**અર્થ:** હે અલ્લાહ! મેં મારી ઝાત પર ઘણો જ ઝુલ્મ કર્યો છે અને તારા સિવાય કોઈ ગુનાહોને માફ કરી શકતો નથી, તો તું પોતાના તરફથી ખાસ બખ્શિશ વડે મને માફ કરી દે અને મારા ઉપર રહમ ફરમાવ, બેશક તું જ માફ કરનાર અત્યંત રહમ કરનાર છે.

## નમાઝ પછી માથા પર હાથ મુકી પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا اِلٰهَ اِلَّا هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ، اَللّٰهُمَّ اَذْهِبْ عَنِّى الْهَمَّ وَالْحُزْنَ۔

**બિસ્મિલ્લા હિલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવ ર્રહમાનુ ર્રહીમ, અલ્લાહુમ્મ અઝહિબ અન્નીલ હમ્મ વલ હુઝન.**

અર્થ: અલ્લાહના નામથી શરૂ કરું છું, જેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, જે ઘણો જ મહેરબાન અને રહમ કરવાવાળો છે, હે અલ્લાહ! તમે ગમ અને પરેશાની મારાથી દૂર કરો.

## દરેક નમાઝ પછી પઢવાની દુઆ

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَ مِنْكَ السَّلَامُ تَبَارَكْتَ يَا ذَالْجَلَالِ وَ الْاِكْرَامِ۔

અલ્લાહુમ્મ અન્ત સ્સલામ વ મિન્ક સ્સલામ તબારકત યા ઝલ જલાલિ વલ ઈકરામ.

અર્થ: હે અલ્લાહ! તમે જ સલામતી આપવાવાળા છો, અને તમારા જ તરફથી સલામતી નસીબ થાય છે, તમે બરકતવાળા છો, એ મહાનતા અને સન્માનના માલિક અને એહસાન કરવાવાળા.

## ફજર અને મગરિબની નમાઝ પછી સાત વાર પઢવાની દુઆ

اَللّٰهُمَّ اَجِرْنِىْ مِنَ النَّارِ۔

અલ્લાહુમ્મ અજિરની મિનન્નારિ.

અર્થ: હે અલ્લાહ મને જહન્નમની આગથી બચાવો.

## દુઆએ કુનૂત

اَللّٰهُمَّ اِنَّا نَسْتَعِيْنُكَ وَ نَسْتَغْفِرُكَ وَ نُؤْمِنُ بِكَ وَ نَتَوَكَّلُ عَلَيْكَ وَنُثْنِىْ عَلَيْكَ الْخَيْرَ وَنَشْكُرُكَ وَلَا نَكْفُرُكَ وَ نَخْلَعُ وَنَتْرُكُ مَنْ يَّفْجُرُكَ۔ اَللّٰهُمَّ اِيَّاكَ نَعْبُدُ وَلَكَ نُصَلِّىْ وَنَسْجُدُ وَاِلَيْكَ نَسْعٰى وَنَحْفِدُ وَنَرْجُوْ رَحْمَتَكَ وَنَخْشٰى عَذَابَكَ اِنَّ عَذَابَكَ بِالْكُفَّارِ مُلْحِقٌ۔

અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુક વ નસ્તગફિરુક વ નુઅમિનુ બિક વ નતવકકલુ અલયક વ નુષની અલયકલ ખૈર, વ નશ્કુરૂક વલા નકફુરૂક વ નખ્લઉ વ નતરુકૂ મંય યફજુરૂક, અલ્લાહુમ્મ ઈય્યાક નઅબુદૂ વ લક નુસલ્લી વ નસ્જુદૂ વ ઈલયક નસ્આ વ

નહફિદૂ વ નરજૂ રહમતક વ નખ્શા અઝાબક ઈન્ન અઝાબક બિલ કુફફારિ મુલ્હિક.

અર્થ: એય અલ્લાહ! અમે તારાથી મદદ માંગીએ છીએ અને તારાથી માફીનાં તલબગાર છીએ અને તારા પર ઈમાન લાવીએ છીએ અને તારા પર ભરોસો કરીએ છીએ અને તારી બેહતર તા'રીફ કરીએ છીએ અને તારો શુક્ર અદા કરીએ છીએ અને તારી નાશુક્રી નથી કરતા અને અલગ કરીએ છીએ અને છોડી દઈએ છીએ એવા માણસોને જે તારી નાફરમાની કરે છે.

હે અલ્લાહ! અમે તારી ઈબાદત કરીએ છીએ અને ખાસ તારા માટે નમાઝ પઢીએ છીએ અને સિજદા કરીએ છીએ અને અમે તારી તરફ દોડીએ અને લપકીએ છીએ અને તારી રહમતના ઉમ્મીદવાર છીએ અને તારા અઝાબથી ડરીએ છીએ, બેશક, તારો અઝાબ કાફિરોને પહોંચનાર છે.

## કુનૂતે નાઝિલહ

اَللّٰھُمَّ اھْدِنَا فِیْمَنْ ھَدَیْتَ، وَ عَافِنَا فِیْمَنْ عَافَیْتَ، وَتَوَلَّنَا فِیْمَنْ تَوَلَّیْتَ، وَ بَارِكْ لَنَا فِیْمَا اَعْطَیْتَ، وَ قِنَا شَرَّ مَاقَضَیْتَ فَاِنَّكَ تَقْضِیْ وَلَا یُقْضٰی عَلَیْكَ اِنَّهٗ لَا یَذِلُّ مَنْ وَّالَیْتَ وَلَا یَعِزُّ مَنْ عَادَیْتَ تَبَارَكْتَ رَبَّنَا وَ تَعَالَیْتَ، نَسْتَغْفِرُكَ وَ نَتُوْبُ اِلَیْكَ۔ وَصَلَّی اللّٰهُ عَلَی النَّبِیِّ الْكَرِیْمِ، اَللّٰھُمَّ اغْفِرْلَنَا وَ لِلْمُؤْمِنِیْنَ وَ الْمُؤْمِنَاتِ، وَ الْمُسْلِمِیْنَ وَالْمُسْلِمَاتِ، وَ اَلِّفْ بَیْنَ قُلُوْبِھِمْ وَ اَصْلِحْ ذَاتَ بَیْنِھِمْ وَ انْصُرْھُمْ عَلٰی عَدُوِّكَ وَ عَدُوِّھِمْ، اَللّٰھُمَّ الْعَنِ الْكَفَرَةَ الَّذِیْنَ یَصُدُّوْنَ عَنْ سَبِیْلِكَ وَ یُكَذِّبُوْنَ رُسُلَكَ، وَ یُقَاتِلُوْنَ اَوْلِیَائَكَ، اَللّٰھُمَّ خَالِفْ بَیْنَ

كَلِمَتِهِمْ وَ زَلْزِلْ اَقْدَامَهُمْ وَ اَنْزِلْ بِهِمْ بَأْسَكَ الَّذِیْ لَا تَرُدُّهٗ عَنِ الْقَوْمِ الْمُجْرِمِیْنَ۔

અલ્લાહુમ્મહદિના ફી મન હદય્ત, વઆફિના ફી મન આફય્ત વ તવલ્લના ફી મન તવલ્લય્ત, વ બારિક લના ફીમા અઅ્તય્ત, વ કીના શર્ર માકઝય્ત, ફઈન્નક તકઝી વલા યુકઝા અલય્ક, ઈન્નહુ લા યઝિલ્લુ મંવ વાલય્ત, વલા યઈઝ્ઝુ મન આદય્ત, તબારકત રબ્બના વ તઆલય્ત, નસ્તગફિરુક વ નતૂબુ ઈલય્ક, વ સલ્લાલ્લાહુ અલન્નબિય્યિલ કરીમ, અલ્લાહુમ્મગફિર લના વ લિલ્મુઅમિનીન વલ મુઅ્મિનાતિ, વલ મુસ્લિમીન વલ મુસ્લિમાતિ, વ અલ્લિફ બયન કલૂબિહિમ વ અસ્લિહ ઝાત બયનિહિમ વન્સુરહુમ અલા અદુવ્વિક વ અદુવ્વિહિમ, અલ્લાહુમ્મલ અનિલ કફરતલ્લઝીન યસુદ્દૂન અન સબીલિક વ યુકઝ્ઝિબૂન રુસૂલક વ યુકાતિલૂન અવલિયાઅક, અલ્લાહુમ્મ ખાલિફ બય્ન કલિમતિહિમ, વ ઝલ્ઝિલ અકદામહુમ વ અન્ઝિલ બિહિમ બઅસકલ્લઝી લા તરૂદ્દુહૂ અનિલ કવ્મિલ મુજરિમીન.

**અર્થ:** હે અલ્લાહ! જે લોકોને આપે હિદાયતથી નવાઝયા છે એમના તુફૈલ અમને પણ હિદાયતથી નવાઝી દે, અને જે લોકોને આફિયત આપી છે એમના તુફૈલ અમને પણ (દુનિયા અને આખિરતની) આફિયત અર્પણ કર, અને જે લોકોના આપ વાલી બની ગયા છે એમના તુફૈલ અમારા પણ વાલી બની જાઓ અને જે કંઈ તમે અમને અર્પણ કર્યું એમાં અમારા માટે બરકત અર્પણ કરો અને જે કંઈ આપે ફૈસલો કર્યો છે તેની બુરાઈથી હમોને મહફૂઝ રાખો, એટલા માટે કે તમારો જ હુકમ બધા પર ચાલે છે અને તમારા પર કોઈનો હુકમ ચાલતો નથી. જેના તમો મદદગાર બની જાઓ તે કયારેય અપમાનિત નથી થઈ શકતો અને જેને તમે

તમારો દુશ્મન ગણો તેને કયારેય ઈઝઝત પ્રાપ્ત નથી થઈ શકતી. હે અમારા પરવરદિગાર! તમે જ બરકતવાળા અને ઊંચા રૂત્બાવાળા છો. અમે તમારાથી અમારા ગુનાહોની માફી માંગીએ છીએ અને તમારી સામે તૌબા કરીએ છીએ. હે અલ્લાહ! તમો અમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવો. હે અલ્લાહ! આપ અમારી અને તમામ મોમિન મરદો અને ઓરતો, મુસલમાન મરદો અને ઓરતોની મગફિરત ફરમાવી દો. એમના દિલોમાં મુહબ્બત પૈદા ફરમાવી આપો અને તેઓના પરસ્પર સંબધો ઠીક કરી આપો. પોતાના અને એમના દુશ્મન પર એમની મદદ કરો. હે અલ્લાહ! આ કાફિરો પર લઅનત ફરમાવો જે તમારા રસ્તાથી લોકોને રોકે છે અને આપના રસૂલોને જુઠલાવે છે અને આપના દોસ્તો (મુસલમાન)થી લડે છે. હે અલ્લાહ! એમની વાતોમાં મતભેદ પૈદા કરી આપો અને એમના કદમોને ડગમગાવી નાંખો. એમના ઉપર આપનો અઝાબ નાઝિલ ફરમાવો જેને આપ મુજરિમ કૌમથી ટાળતા નથી.

## તરાવીહની દુઆ

سُبُحَانَ ذِی الْمُلْكِ وَ الْمَلَكُوْتِ سُبُحَانَ ذِی الْعِزَّةِ وَالْعُظُمَةِ وَالْهَيْبَةِ وَالْقُدُرَةِ وَالْكِبْرِيَاءِ وَالْجَبَرُوْتِ، سُبُحَانَ الْمَلِكِ الْحَيِّ الَّذِی لَا يَنَامُ وَلَا يَمُوْتُ، سُبُّوْحٌ قُدُّوْسٌ رَبُّنَا وَرَبُّ الْمَلٰئِكَةِ وَالرُّوْحِ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ، نَسْتَغْفِرُ اللّٰهَ، نَسْئَلُكَ الْجَنَّةَ وَنَعُوْذُ بِكَ مِنَ النَّارِ۔

સુબ્હાન ઝિલ મુલ્કિ વલ મ–લ–કુત, સુબ્હાન ઝિલ ઈઝઝતિ વલ અઝમતિ વલ હયબતિ વલ કુદરતિ વલ કિબ્રિયાઈ

વલ જ–બ–રૂત, સુબ્હાનલ મલિકિલ હય્યિલ લઝી લા યનામુ વલા યમુતુ સુબ્બુહુન કુદુસુન રબ્બુના વ રબ્બુલ મલાઈકતિ વ રૂહ, લા ઈલાહ ઈલ્લલ્લાહુ નસ્તગફિરૂલ્લાહ, નસ્અલુકલ જન્નત વ નઊઝુ બિક મિનન્નારિ.

અર્થ: પવિત્રતા ધરાવનાર અલ્લાહ જ છે કે જે મુલ્ક અને હુકૂમતનો માલિક છે. પાકી ધરાવનાર તે જ છે જે આદર, શ્રેષ્ઠતા, શકિત, મહાનતા અને વર્ચસ્વનો માલિક છે. પાકી ધરાવનાર તે અલ્લાહ જ છે, જે જીવંત છે, કે જેને કદી મૃત્યુ નથી. તે સૌથી વધારે દયાળુ, પવિત્રતમ, અમારો પરવરદિગાર અને ફરિશ્તાઓ તેમજ તમામ આત્માઓનો પાલનહાર છે. અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. અમો અલ્લાહથી જ મગફિરત માંગીએ છીએ, જન્નતનો સવાલ કરીએ છીએ અને જહન્નમથી પનાહ માંગીએ છીએ.



# સફરનું શરઈ અંતર અને અહકામે સફર

સવાલ: શરીઅતની દ્રષ્ટિએ કેટલા કિલોમીટરના પ્રવાસને સફર ગણવામાં આવે છે.

જવાબ: ૪૮ માઈલ અંગ્રેજી. (કિલોમીટર પ્રમાણે ૭૭ કિલોમીટર ૨૪૮ મીટર ૩૬ સેન્ટીમીટર) લગભગ સવા સિત્તોતેર કીલો મીટર છે.

(અલઅવઝાનુલ મહમૂદહ, પેજ ૯૬)

સવાલ: શરીઅત પ્રમાણે મુસાફિર કોને કહેવામાં આવે છે? અને સફરના હુકમો કયારથી લાગુ પડે છે?

જવાબ: જયારે કોઈ શરઈ અંતરનો ઈરાદો કરી પોતાની વસ્તીના મકાનોની બહાર નીકળી જાયતો એના ઉપર સફરના હુકમો લાગુ પડશે.

સવાલ: સફરના હુકમો શું છે?

જવાબઃ નમાઝમાં કસર થવી, રોઝા ન રાખવાની છૂટ હોવી, જુમ્આ અને બંને ઈદોની નમાઝ અને કુર્બાની વાજિબ ન હોવી, તથા મોજા ઉપર મસહની મુદ્દતનું ત્રણ દિવસ થઈ જવું.
(ઉમદતુલફિકહ, પેજ ૪૧૧, ભાગ/૨)

સવાલઃ કસર કોને કહે છે? અને તેનો શું હુકમ છે? અને કઈ નમાઝોમાં કસર થાય છે?

જવાબઃચાર રકાતના બદલે બે રકાત નમાઝ પઢવાને કસર કહે છે અને કસર વાજિબ છે, ચાર રકાત પઢવી ગુનોહ છે, ફકત ચાર રકાતવાળી નમાઝોમાં કસર થાય છે. (ઉમદતુલફિકહ, પેજ ૪૧૧, ભાગ/૨)

સવાલઃ નમાઝમાં કસરનો હુકમ કયારે થયો?

જવાબઃ સન હિજરી ૪માં નમાઝમાં કસરનો હુકમ થયો.



## મર્દ અને ઓરતની નમાઝની રીતમાં તફાવત

સવાલઃ મર્દ અને ઓરતની નમાંઝની રીતમાં શું તફાવત છે?

જવાબઃ કેટલીક રીતોનો તફાવત છેઃ

(૧) તકબીરે તહરીમાં વખતે મર્દ બંને હાથ કાનો સુધી ઉઠાવે અને ઓરત ખભા સુધી ઉઠાવે. (ઓરત ઓઢણીમાંથી હાથ બહાર ન કાઢે)

(૨) તકબીરે તહરીમા પછી મર્દ ડૂંટીની નીચે હાથ બાંધે અને ઓરત છાતી પર બાંધે.

(૩)મર્દ જમાણા હાથની નાની આંગળી અને અંગુઠાથી ડાબા હાથના કાંડાને પકડે અને ત્રણ આંગળીઓ કલાઈ (કાંડા) પર રાખે અને ઓરત જમણા હાથની હથેળી ડાબા હાથના પાછલા ભાગ પર રાખે.

(૪)મર્દ રૂકૂઅમાં વધારે નમે અને ઓરત ઓછું નમે. મર્દ

રૂકૂઅમાં હાથ ઉપર ટેકો દે અને ઓરત હાથ પર ટેકો ન દે.

(૫)મર્દ રૂકૂઅમાં હાથોની આંગળઓ ખુલ્લી રાખે અને ઓરત આંગળીઓ મિલાવીને રાખે.

(૬)મર્દ રૂકૂઅમાં ઘુંટણને પકડે અને ઓરત ફકત હાથ રાખે.

(૭)મર્દ રૂકૂઅમાં ઘુંટણને નમાવે નહિ અને ઓરત નમાવે.

(૮)મર્દ રૂકૂઅમાં કહોણીઓ બગલથી અલગ રાખે અને ઓરત મિલાવીને રાખે.

(૯)મર્દ સિજદહમાં પેટ જાંગોથી અને બાજુઓને બગલથી અલગ રાખે અને ઓરત મિલાવીને રાખે.

(૧૦)મર્દ સિજદામાં કહોણીઓ જમીનથી ઉઠાવેલી રાખે અને ઓરત બીછાવેલી રાખે.

(૧૧)મર્દ સિજદહની હાલતમાં બંને પગ આંગળીઓ ઉપર રાખે અને ઓરત બંને પગ બીછાવીને રાખે.

(૧૨)મર્દ કાયદામાં જમણો પગ ઉભો રાખે અને ડાબો પગ બીછાવી એના ઉપર બેસે અને ઓરત બંને પગ જમણી બાજુ કાઢીને ડાબી સુરીન (ડાબા થાપા) પર બેસે.

(૧૩)કાયદા અને જલ્સામાં મર્દ હાથોની આંગળીઓ અસલી હાલત પર રાખે અને ઓરત મિલાવીને રાખે.

(૧૪) મર્દ પોતાની સામેથી પસાર થવાવાળાને "સુબ્હાનલ્લાહ" પઢીને ખબરદાર કરે અને ઓરત હાથ પર હાથ મારી ખબરદાર કરે.

(૧૫) મર્દ જહરી (જોરથી પઢવાવાળી) નમાઝમાં કિરાઅત જોરથી અને સિર્રી (ધીમેથી પઢવાવાળી) નમાઝમાં ધીમેથી પઢે.

(૧૬)મર્દ ઓરતની ઈમામત કરી શકે છે અને ઓરત મર્દની ઈમામત નથી કરી શકતી.

(૧૭) મર્દ માટે જમાઅત વાજિબ છે અને ઓરત માટે મકરૂહે તહરીમી છે.

(૧૮) ઓરતો કરાહત સાથે જમાઅત કરે તો એમનો ઈમામ વચ્ચે અને મર્દોનો ઈમામ આગળ ઊભો રહે.

(૧૯) મર્દ ઉપર જુમ્આ અને ઈદૈનની નમાઝ વાજિબ છે અને ઓરત ઉપર નથી.

(૨૦) મર્દને ફજરની નમાઝ અજવાળામાં પઢવી મુસ્તહબ છે અને ઓરતને અંધારામાં પઢવી મુસ્તહબ છે.

(કન્ઝુલમસાઈલ,પેજ ૧૨૯, ભાગ/૨)



# કફનનું બયાન

સવાલ: મર્દના કફનમાં કેટલા કપડાં મસ્નૂન છે?

જવાબ: મર્દના કફનમાં ત્રણ કપડાં મસ્નૂન છે:

(૧) કુરતો, (૨)ઈજાર, (૩) મોટી ચાદર.

સવાલ: ઓરતના કફનમાં કેટલા કપડાં મસ્નૂન છે?

જવાબ:ઓરતના કફનમાં પાંચ કપડાં મસ્નૂન છે:

(૧) કુરતો, (૨)ઈજાર,

(૩) મોટી ચાદર, (૪) સીનાબંધ.(૫)ઓઢણી

સવાલ: મર્દને કફન પહેરાવવાની રીત શું છે?

જવાબ: પહેલાં મોટી ચાદર પાથરો, પછી એના ઉપર ઈજાર પાથરો, પછી કુરતાનો નીચેનો ભાગ પાથરો અને ઉપરના ભાગને માથા તરફ ભેગો કરીને મુકી દો, પછી મય્યતને કફન ઉપર સુવડાવો, પહેલાં કુરતાનું કોટીયું માથામાં નાંખી કુરતો બરાબર કરી દો, પછી ઈજારને પહેલાં ડાબી તરફથી અને પછી જમણી તરફથી લપેટો, એવી જ રીતે મોટી ચાદર લપેટો, પછી બંધ બાંધી દો.

સવાલ: ઓરતને કફન પહેરાવવાની શું રીત છે?

જવાબ: પહેલા સીરબંધ પાથરો, પછી મોટી ચાદર , પછી ઈજાર,

તેના ઉપર કુરતાનો નીચેનો ભાગ પાથરી ઉપરનો ભાગ માથા તરફ ભેગો કરી મુકી દો, પછી મય્યતને તેના ઉપર સુવડાવો, પછી કુરતો પહેરાવો, પછી માથાનાં વાળના બે ભાગ કરી કુરતાની ઉપર છાતી ઉપર મુકી દો, અને ઓઢણી માથા પર રાખી દો, પછી ઈજાર ડાબી તરફથી અને પછી જમણી તરફથી લપેટો, તેજ રીતે મોટી ચાદર પણ લપેટો,પછી સીનાબંધ લપેટી બંધ બાંધી દો. સીનાબંધ જો કુરતા ઉપર રાખવામાં આવે તો પણ બરાબર છે.

## જનાઝાની નમાઝનું બયાન

સવાલ: જનાઝાની નમાઝના ફરાઈઝ કેટલા છે?

જવાબ:જનાઝાની નમાઝના ફરાઈઝ બે છે :

(૧)ચાર તકબીરો,

(૨) કિયામ, (ઉમદતુલફિકહ, પેજ ૫૧૮, ભાગ/૨)

સવાલ: જનાઝાની નમાઝની રીત શું છે?

જવાબ: જનાઝાની નમાઝ ચાર તકબીરો સાથે રૂકૂઅ અને સિજદા વગર પઢવામાં આવે છે, એની રીત આ પ્રમાણે છે, બંને હાથ કાનો સુધી ઉઠાવી તકબીર કહી હાથ બાંધી દો, પછી આ ષના પઢોઃ

"سُبْحَانَكَ اللّٰهُمَّ وَ بِحَمْدِكَ وَ تَبَارَكَ اسْمُكَ وَ تَعَالٰى جَدُّكَ وَ جَلَّ ثَنَاءُكَ وَ لَا اِلٰهَ غَيْرُكَ"۔

સુબ્હાનકલ્લાહુમ્મ વ બિહમ્દિક વ તબારકસ્મુક વ તઆલા જદુક વ જલ્લ ષનાઉક વલા ઈલાહ ગયરૂક.

પછી હાથ ઉઠાવ્યા વગર તકબીર કહી દુરૂદ શરીફ પઢો, ત્રીજી તકબીર કહીને દુઆ પઢો, પછી ચોથી તકબીર કહીને સલામ ફેરવો.

# નમાઝે જનાઝાની દુઆ

اَللّٰهُمَّ اغْفِرْ لِحَيِّنَا وَمَيِّتِنَا وَ شَاهِدِنَا وَ غَآئِبِنَا وَ صَغِيْرِنَا وَ كَبِيْرِنَا وَ ذَكَرِنَا وَ اُنْثَانَا، اَللّٰهُمَّ مَنْ اَحْيَيْتَهٗ مِنَّا فَاَحْيِهٖ عَلَى الْاِسْلَامِ وَ مَنْ تَوَفَّيْتَهٗ مِنَّا فَتَوَفَّهٗ عَلَى الْاِيْمَانِ۔

અલ્લાહુમ્મગફિર લિહય્યિના વ મય્યિતિના વ શાહિદિના વ ગાઈબિના વ સગીરિના વ કબીરિના વ ઝકરિના વ ઉન્‍ષાના, અલ્લાહુમ્મ મન અહ્યયતહૂ મિન્ના ફઅહ્યિહી અલલ ઈસ્લામ વ મન તવફ્ફયતહૂ મિન્ના ફતવફ્ફહૂ અલલ ઈમાન.

અર્થ: હે અલ્લાહ! અમારા જીવંત અને મૃત લોકોને તથા હાજર અને ગાયબ લોકોને તથા નાનાઓ અને મોટાઓને તેમજ પુરૂષો અને સ્ત્રીઓને બખ્શી આપો. હે અલ્લાહ! અમારામાંથી જેને આપ જીવતા રાખો તેને ઈસ્લામ પર જીવતા રાખો, અને જેને મૃત્યુ આપો તેને ઈમાન પર મૃત્યુ આપો.

# નાબાલિગ છોકરાની જનાઝાની નમાઝની દુઆ

اَللّٰهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطاً وَّ اجْعَلْهُ لَنَا اَجْراً وَّ ذُخْراً وَّ اجْعَلْهُ لَنَا شَافِعاً وَّمُشَفَّعًا

અલ્લાહુમ્મજઅલ્હૂ લના ફરતંવ વજઅલ્હૂ લના અજરંવ વ ઝુખરંવ વજઅલ્હૂ લના શાફિઅંવ વ મુશફ્ફઆ.

અર્થ: હે અલ્લાહ! આ બાળકને આગળ જઈને અમારી નજાત માટેનો ઝરીઓ બનાવ અને એની જુદાઈની મુસીબતને અમારા માટે ષવાબનું કારણ અને સમય પર કામ આવનાર બનાવ અને એને અમારી સિફારિશ કરનાર અને સિફારિશ મંજૂર કરેલ બનાવ.

# નાબાલિગ છોકરીની જનાઝાની નમાઝની દુઆ

اَللّٰهُمَّ اجْعَلْهَا لَنَا فَرَطاً وَّ اجْعَلْهَا لَنَا اَجْراً وَّ ذُخْراً وَّ اجْعَلْهَا لَنَا

شَافِعَةً وَّمُشَفَّعَةً

અલ્લાહુમ્મજઅલ્હા લના ફરતંવ વજઅલ્હા લના અજરંવ વ ઝુખરંવ વજઅલ્હા લના શાફિઅતંવ વ મુશફ્ફઅહ.

**અર્થઃ** હે અલ્લાહ! આ બાળકીને આગળ જઈને અમારી નજાત માટેનો ઝરીઓ બનાવ અને એની જુદાઈની મુસીબતને અમારા માટે ષવાબનું કારણ અને સમય પર કામ આવનાર બનાવ અને એને અમારી સિફારિશ કરનારી અને સિફારિશ મંજૂર કરેલ બનાવ.



# ઈદની નમાઝની રીત

**સવાલઃ** ઈદની નમાઝની રીત શું છે?

**જવાબઃ** તકબીરે તહરીમા કહીને હાથ બાંધી લેવામાં આવે, ષના પછી ત્રણ તકબીરો વધારાની કહેવામાં આવે, બે તકબીરોમાં હાથ કાનો સુધી ઉઠાવી છોડી દેવામાં આવે, ત્રીજી તકબીરમાં હાથ ઉઠાવી બાંધી લેવામાં આવે, પછી કિરાઅત કરવામાં આવે. બીજી રકાતમાં કિરાઅત પછી રૂકૂઅથી પહેલાં ત્રણ તકબીરો વધારાની કહેવામાં આવે, ત્રણે તકબીરોમાં હાથ કાનો સુધી ઊઠાવી છોડી દેવામાં આવે, ચોથી તકબીરમાં કાનો સુધી હાથ ઊઠાવ્યા વગર રૂકૂઅ કરવામાં આવે. બાકીની નમાઝ બીજી નમાઝોની જેમ જ પૂરી કરવામાં આવે.

## બંને ઈદોની સુન્નતો

(૧) સવારે જલ્દી ઊઠવું.

(૨) મિસ્વાક કરવું.

(૩) ગુસલ કરવું.

(૪) સારા કપડાં પહેરવાં.
(૫) ખુશ્બૂ લગાડવી.
(૬) ઈદની નમાઝ ઈદગાહમાં પઢવી.
(૭) ઈદગાહ જલ્દી જવું.
(૮) પગપાળા જવું.
(૯) એક રસ્તાથી જવું અને બીજા રસ્તેથી પાછા ફરવું.
(૧૦) ઈદુલ ફિત્રની નમાઝ પહેલા ખજૂર અથવા કોઈ મીઠી વસ્તુ ખાવી અને ઈદુલ અદહાની નમાઝ પહેલાં કંઈ ન ખાવું, પાછા આવી કુર્બાનીનાં ગોશ્તથી નાસ્તો કરવો.
(૧૧) ઈદુલફિત્રની નમાઝ અદા કરવા જતી વખતે ધીમેથી તકબીર કહેવી અને ઈદુલ અદહામાં મોટા અવાજથી તકબીર કહેવી.



# સલાતુત્તસ્બીહની રીત

સવાલ: સલાતુત્તસ્બીહની રીત શું છે?
જવાબ: ચાર રકા'ત નફલ નમાઝની નિય્યતથી શરૂ કરે, પછી ષના પઢયા પછી સૂરએ ફાતિહા પઢતાં પહેલાં

سُبْحَانَ اللّٰهِ وَ الْحَمْدُ لِلّٰهِ وَ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اللّٰهُ اَكْبَرُ۔

સુબ્હાનલ્લાહિ વલ હમ્દુ લિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર ૧૫ વખત, કિરાઅત કર્યા પછી ૧૦ વખત, રૂકૂઅની તસ્બીહ પઢયા પછી ૧૦ વખત, રૂકૂઅ પછી કવમહમાં ૧૦ વખત, પહેલા સિજદહમાં ૧૦ વખત,બંને સિજદાના વચમાં ૧૦ વખત,બીજા સિજદામાં ૧૦ વખત.

આ રીતે દરેક રકાતમાં ૭૫/૭૫ વખત પઢીએ તો ચાર રકાતમાં ૩૦૦ વખત થઈ જશે. બાકી બીજુ બધું બીજી નમાઝોનાં જેમ જ પઢવું.



# સલાતુલ હાજતની રીત

સવાલઃ સલાતુલ હાજતની રીત શું છે?
જવાબઃ જયારે કોઈને દીની અથવા દુન્યવી કામ આવી પડે તો સારી રીતે વુઝૂ કરે અને બે રકાત નફલ નમાઝ હાજતની નિય્યતથી પઢે. ત્યાર પછી અલ્લાહના ઘણા વખાણ કરે અને દુરૂદ શરીફ પઢે, પછી પોતાની જરૂરતનું ધ્યાન ધરીને હાજતની દુઆ પઢે.

## દુઆએ હાજત

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ سُبْحٰنَ اللّٰهِ رَبِّ الْعَرْشِ الْعَظِيْمِ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ، اَسْئَلُكَ مُوْجِبَاتِ رَحْمَتِكَ وَ عَزَائِمَ مَغْفِرَتِكَ وَ الْغَنِيْمَةَ مِنْ كُلِّ بِرٍّ وَ السَّلَامَةَ مِنْ كُلِّ اِثْمٍ ، لَاتَدَعْ لَنَا ذَنْبًا اِلَّا غَفَرْتَهٗ وَ لَا هَمًّا اِلَّا فَرَّجْتَهٗ وَلَا حَاجَةً هِيَ لَكَ رِضًا اِلَّا قَضَيْتَهَا يَا اَرْحَمَ الرّٰحِمِيْنَ۔

લાઈલાહ ઈલ્લલ્લાહુલ હલીમુલ કરીમ, સુબ્હાનલ્લાહિ રબ્બિલ અર્શિલ અઝીમ, વલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન, અસ્અલુક મૂજિબાતિ રહમતિક, વ અઝાઈમ મગફિરતિક વલ ગનીમત મિન કુલ્લિ બિર્રિવ વસ્સલૉમત મિન કુલ્લિ ઈષ્મિન, લા તદઅ લના ઝમ્બન ઈલ્લા ગફરતહૂ વલા હમ્મન ઈલ્લા ફર્રજતહૂ વલા હાજતન હિય લક રિઝન ઈલ્લા કઝયતહા યા અરહમર્રાહિમીન.

અર્થઃ અલ્લાહના સિવાય બીજો કોઈ ઈબાદતના લાયક નથી, જે સહનશીલ, રહમ કરવાવાળો છે. અલ્લાહ પાક છે. જે અર્શે અઝીમનો માલિક છે અને તમામ વખાણ અલ્લાહના માટે જ ખાસ છે, જે આખી દુનિયાનો પાલનહાર છે. હે અલ્લાહ! હું આપથી આપની રહમતને વાજિબ કરનારી ચીઝોનો સવાલ

કરું છું, ઉપરાંત દરેક ગુનાહથી બચવાનો સવાલ કરું છું અને દરેક ભલાઈમાં પોતાનો ભાગ અને દરેક ગુનાહથી સલામતી ચાહું છું. હે અલ્લાહ! આપ જ બધાથી વધારે રહમ કરવાવાળા છો. મારો કોઈ ગુનોહ માફ કર્યા વગર અને કોઈ રંજ દૂર કર્યા વગર અને કોઈ હાજત જે તને પસંદ હોય પૂરી કર્યા વગર છોડશો નહિં.



## ઝકાતનું બયાન

સવાલઃ ઝકાત કોને કહે છે?

જવાબઃ ખાસ માલમાં માલિક પર શરીઅત પ્રમાણે માલનો જે હિસ્સો કાઢવાનો વાજિબ ઠેરવ્યો છે તેને ઝકાત કહે છે. (કિતાબુલ ફતાવા, પેજ ૨૫૬, ભાગ/૩)

સવાલઃ ઝકાત કયારે ફર્ઝ થઈ ?

જવાબઃ ઝકાત સન હિજરી બે(૨)માં ફર્ઝ થઈ. (દુર્રે મુખ્તાર, પેજ ૧૭૦,ભાગ/૩)

સવાલઃ ઝકાતના ફર્ઝો કેટલા છે?

જવાબઃ ઝકાતનો એક ફર્ઝ છે અને તે હકદારને ઝકાતનો માલિક બનાવી દેવાનો છે. (ઉમદતુલફિકહ, પેજ ૧૮, ભાગ/૩)

સવાલઃ ઝકાત કોના ઉપર ફર્ઝ છે?

જવાબઃ તે અકલમંદ બાલિગ મુસલમાન ઉપર જે નિસાબ (ઝકાતપાત્ર)નો માલિક હોય અને એ નિસાબ પર વર્ષ વીતી ગયું હોય. (ઈસ્લામિકફિકહ, પેજ ૨૨૪)

સવાલઃ નિસાબનો માલિક કોને કહેવાય?

જવાબઃ જે મુસલમાન સાડા સાત તોલા (ગ્રામના હિસાબે ૮૦ ગ્રામ, ૪૮૦ મીલીગ્રામ) સોનાનો અથવા સાડા બાવન તોલા ચાંદી (ગ્રામના હિસાબે ૬૧૨ ગ્રામ, ૩૬૦ મીલીગ્રામ)નો અથવા એટલી જ ચાંદીની કીમતનો અથવા એટલી જ કીમતના

વેપારના સામાનનો માલિક હોય તો એને નિસાબનો માલિક કહેવામાં આવે છે. (અલઅવઝાનુલ મહમૂદહ, પેજ ૧૦૪)



# સદકએ ફિત્રનું બયાન

સવાલ: સદકએ ફિત્ર કોને કહેવામાં આવે છે?

જવાબ: ઈન્સાનના બદન (શરીર)ની ઝકાતને સદકએ ફિત્ર કહેવામાં આવે છે. (ફિકહુઝઝકાત, પેજ ૪૯૨, ભાગ/૨)

સવાલ: સદકએ ફિત્ર ક્યારે વાજિબ થયો?

જવાબ: સદકએ ફિત્ર સન હિજરી બે (૨)માં વાજિબ થયો. (ફિકહુઝઝકાત, પેજ ૪૯૨, ભાગ/૨)

સવાલ: સદકએ ફિત્ર કોના ઉપર વાજિબ છે?

જવાબ:સદકએ ફિત્ર દરેક આઝાદ મુસલમાન મર્દ, ઓરત (ચાહે તે બાલિગ હોય કે નાબાલિગ, રોઝેદાર હોય કે ના હોય) ઉપર વાજિબ છે, જે સાડા બાવન તોલા ચાંદીની કીમતના પ્રમાણમાં કોઈ પણ વસ્તુનો માલિક હોય જે જરૂરતથી વધારાનું હોય, ચાહે તે ઈદની સવારે માલિક બન્યો હોય. (કિતાબુલ ફતાવા, પેજ ૩૫૪, ભાગ/૩)

સવાલ:નાબાલિગ અવલાદનો સદકએ ફિત્ર કોના ઉપર વાજિબ છે?

જવાબ: નાબાલિગ અવલાદનો સદકએ ફિત્ર બાપ ઉપર વાજિબ છે. (ઈસ્લામી ફિકહ, પેજ ૨૧૭)

સવાલ: સદકએ ફિત્ર કેટલો આપવો જોઈએ?

જવાબ: અર્ધો સાઅ છે, જે ગ્રામ પ્રમાણે એક કિલો ૫૭૪ ગ્રામ અને ૬૪૦ મીલીગ્રામ ઘંઉ અથવા એટલા ઘંઉની કીમત છે. (અલઅવઝાનુલ મહમૂદહ, પેજ ૧૦૫)

સવાલ: સકદકએ ફિત્ર આપવાનો વખત શું છે?

જવાબ: ઈદુલફિત્રના દિવસે સુબ્હેસાદિકથા લઈ ઈદની નમાઝ પહેલાં આપવો જરૂરી છે. વખત નીકળી જવાથી રદ નથી

થતો, રમઝાનમાં આપી દે તો પણ અદા થઈ જશે. (ઉમદતુલફિકહ, પેજ ૧૬૭, ભાગ/૩)



## રોઝહનું બયાન

સવાલઃ રોઝો કોને કહેવામાં આવે છે?

જવાબઃ સુબ્હેસાદિકથી લઈ સૂરજ ડૂબવા સુધી રોઝાની નિય્યતથી ખાવા–પીવા અને સંભોગથી દૂર રહેવાને રોઝો કહેવામાં આવે છે. (ઈલ્મુલ ફિકહ, પેજ ૨૫, ભાગ/૩)

સવાલઃ રમઝાનના રોઝા કયારે ફર્ઝ થયા?

જવાબઃ ૧૦ શા'બાન સન હિજરી બે(૨)માં રમઝાનના રોઝા ફર્ઝ થયા. (ઉમદતુલફિકહ, પેજ ૧૭૯, ભાગ/૩)

સવાલઃ રમઝાનના રોઝા કોના ઉપર ફર્ઝ છે?

જવાબઃ દરેક મુસલમાન મર્દ ઓરત અકલમંદ બાલિગ ઉપર રમઝાનના રોઝા ફર્ઝ છે.

સવાલઃ રોઝાના ફર્ઝો કેટલા છે?

જવાબઃ રોઝાના ત્રણ ફર્ઝો છેઃ

(૧) રોઝાની નિય્યત કરવી,

(૨)ખાવા–પીવાથી દૂર રહેવું,

(૩) સંભોગથી દૂર રહેવું.

(ઉમ્દતુલફિકહ, પેજ૧૯૮, ભાગ/૩)

સવાલઃ કયા કારણોને લઈને રમઝાનના રોઝા ન રાખવાની ઈજાઝત છે?

જવાબઃ એટલો બીમાર હોય કે રોઝો રાખવાની તાકત ના હોય, અથવા રોઝો રાખવાથી બીમારી વધી જવાની બીક હોય, અથવા દૂધ પીવડાવવાવાળી તથા ગર્ભવાળી ઓરતને પોતાની અથવા પોતાના બાળકની જાનનો ખતરો હોય,

અથવા શરીઅત પ્રમાણે મુસાફિર હોય.

(ઈલ્મુલફિકહ, પેજ ૪૧, ભાગ/૩)

સવાલ: કયા દિવસોમાં રોઝો રાખવો હરામ છે?

જવાબ: બંને ઈદોના દિવસે અને અય્યામે તશરીક (ઝિલ્હજજની ૧૧,૧૨,૧૩ તારીખ)ના દિવસોમાં રોઝો રાખવો હરામ છે.(ઇસ્લમીફિકહ, પેજ ૨૦૩)

સવાલ: કઈ વસ્તુઓથી રોઝો તૂટી જાય છે?

જવાબ: ખાવા પીવાથી અને સંભોગ કરવાથી રોઝો તૂટી જાય છે.

સવાલ: કઈ સ્થિતિમાં રોઝાની કઝા અથવા કફફારો વાજિબ થાય છે?

જવાબ: એવી વસ્તુ પેટમાં પહોંચાડવામાં આવે જેનાથી ફાયદો પહોંચી શકતો હોય, ચાહે તે દવા હોય કે પછી ખોરાક હોય, અથવા કોઈ એવું કામ કરવામાં આવે જેનો આનંદ સંભોગ કરવાના આનંદ બરાબર હોય તો આ હાલતમાં કઝા અને કફફારો બંને વાજિબ થશે. (ઈલ્મુલફિકહ, પેજ ૨૬, ભાગ/૩)

સવાલ: કઈ સ્થિતિમાં ફકત કફફારો વાજિબ થશે?

જવાબ: જો કોઈ વસ્તુ વગર ઈરાદે પેટમાં પહોંચાડવામાં આવે અથવા એનાથી ફાયદો પહોંચવાનો ખ્યાલ ન હોય,અથવા કોઈ એવું કામ કરવામાં આવે જેનો આનંદ સંભોગના આનંદ બરાબર ન હોય તો ફકત કઝા વાજિબ થશે. (ઈલ્મુલફિકહ, પેજ ૨૭, ભાગ/૩)

સવાલ: રોઝેદાર અગર પોતાનું થૂંક અથવા બલગમ (ગળફો) ગળી જાય તો શું હુકમ છે?

જવાબ: પોતાનું થૂંક અથવા બલગમ ગળી જવાથી રોઝો તૂટતો નથી ચાહે ઓછું હોય કે વધારે.

(દુર્રે મુખ્તાર, પેજ૩૮૭, ભાગ/૩)

સવાલઃ બીજાનું થૂંક અથવા બલગમ ગળી જાય તો શું હુકમ છે?

જવાબઃ બીજાનું થૂંક અથવા બલગમ ગળી જવાથી રોઝો તૂટી જાય છે. કઝાની સાથે કફ્ફારો પણ વાજિબ થશે.

(ફતાવામહમૂદિય્યહ, પેજ ૧૫૩, ભાગ/૧૭)

સવાલઃ શું પાન, તંબાકુના ખાવાથી રોઝો તૂટી જાય છે ?

જવાબઃપાન, તંબાકુ ખાવાથી રોઝો તૂટી જાય છે.

સવાલઃ જો કોઈ વસ્તુને ચાખીને થૂંકી દે તો શું રોઝો તૂટી જશે?

જવાબઃ જો કોઈ વસ્તુ ચાખીને થૂંકી દીધી અને તેની અસર ગળા સુધી નથી પહોંચી તો રોઝો તૂટશે નહિ. (અલમબ્સૂત લિસ્સરખ્સી, પેજ ૯૪, ભાગ/૩)

સવાલઃ શું જાણી જોઈને (ઈરાદાપુર્વક) ધૂમાડો લેવાથી રોઝો તૂટી જાય છે?

જવાબ : જાણી જોઈને (ઈરાદાપૂર્વક) ધૂમાડો લેવાથી રોઝો તૂટી જાય છે. (રદદુલમુહતાર, પેજ ૧૩૩, ભાગ/૨) ઈરાદા વગર ધૂમાડો ગળામાં ચાલ્યો જાય તો રોઝો નથી તૂટતો. (મરાકિલફલાહ, પેજ ૩૬૧)

સવાલઃ રોઝાની હાલતમાં ઓકસીજન , બાફ લેવાનો શું હુકમ છે?

જવાબ : રોઝાની હાલતમાં ઓકસીજન, બાફ લેવાથી રોઝો તૂટી જાય છે. (જદીદ ફિકહી મસાઈલ, પેજ ૧૮૮)

સવાલઃ રોઝાની હાલતમાં દવા અથવા બીજી કોઈ વસ્તુ સુંઘવાનો શું હુકમ છે?

જવાબ : કોઈપણ વસ્તુ સુંઘવાથી રોઝો નથી તૂટતો. (ફતાવા મહમૂદીય્યહ, પેજ ૧૨૬, ભાગ/૩)

સવાલઃ રોઝાની હાલતમાં ઈન્જેકશન લેવાનો શું હુકમ છે?

જવાબ : સામાન્ય ઈન્જેકશન જે નસ અથવા માંસ (ગોશ્ત)માં લેવામાં આવે છે તેનાથી રોઝો તૂટતો નથી. ખાસ ઈન્જેકશન જેમકે કૂતરાના કરડવાથી લીધેલું ઇન્જેકશન જે જઠરના

ઉપરના ભાગમાં લગાડવામાં આવે છે તેનાથી રોઝો તૂટી જાય છે. (નિઝામુલ ફતાવા, પેજ ૧૩૩,ભાગ/૧)

સવાલ: શું ગ્લુકોઝ ચઢાવવાથી રોઝો તૂટી જાય છે?

જવાબ : ઈન્જેકશનની જેમ ગ્લુકોઝથી પણ રોઝો તૂટતો નથી.

સવાલ: રોઝાની હાલતમાં કાન અથવા નાકમાં દવા નાંખવાનો શું હુકમ છે?

જવાબ : કાન અથવા નાકમાં દવા અથવા તેલ નાંખવાથી રોઝો તૂટી જાય છે. (બદાઈઅુસ્સનાયેઅ, પેજ ૯૩, ભાગ/૨) કાનમાં પાણી નાખવાથી રોઝો તૂટતો નથી. (ઈલ્મુલફિકહ, પેજ ૩૮, ભાગ/૩)

સવાલ: રોઝાની હાલતમાં આંખમાં દવા નાખવાનો અને સુરમો લગાડવાનો શું હુકમ છે?

જવાબ : આંખમાં દવા નાંખવાથી અથવા સૂરમો લગાડવાથી રોઝો તૂટતો નથી. (આલમગીરી, પેજ ૩૪, ભાગ/૧)

સવાલ: રોઝાની હાલતમાં ટુથપેસ્ટ, મંજન, ગુલ વિગેરેનો ઉપયોગ કરવાનો શું હુકમ છે?

જવાબ : રોઝાની હાલતમાં ટુથપેસ્ટ, સ્વાદિષ્ટ મંજન, ગુલ વિગેરે કોઈ મજબૂરી (ઉઝર) વગર ઉપયોગ કરવાથી રોઝો મકરૂહ થઈ જાય છે અને જો ગળામાં ચાલ્યું જાય તો રોઝો તૂટી જશે. (બહરુર્રાઈક, પેજ ૨૭૯, ભાગ/૨)

સવાલ: પેશાબની જગ્યાએ કોઈ વસ્તુ નાખવામાં આવે તો રોઝાનો શું હુકમ છે?

જવાબ : મર્દની પેશાબની જગ્યામાં કોઈ વસ્તુ નાંખવાથી રોઝો તૂટતો નથી. ઓરતની શરમગાહમાં કોઈ વસ્તુ નાંખવાથી રોઝો તૂટી જાય છે. (આલમગીરી, પેજ ૨૦૪, ભાગ/૧)

સવાલ: રોઝાની હાલતમાં લોહી કઢાવવાનો શું હુકમ છે?

જવાબ : રોઝાની હાલતમાં લોહી કઢાવવાથી રોઝો તૂટતો નથી.

(ફતાવા તાતારખાનિયહ, પેજ ૩૬૬, ભાગ/૨)

સવાલ: રોઝેદારને ઊંઘની હાલતમાં સ્વપ્નદોષ (એહતિલામ) થઈ જાય તો રોઝાનો શું હુકમ છે?

જવાબ : સ્વપ્નદોષ (એહતિલામ) થવાથી રોઝો તૂટતો નથી. (ફતાવા મહમૂદિય્યહ, પેજ ૧૪૭, ભાગ/૩)

સવાલ: રોઝાનો કફ્ફારો (ભરપાઈ) શું છે?

જવાબ : એક રોઝાનો કફ્ફારો એક ગુલામ આઝાદ કરવો, અગર એની તાકત ન હોય તો સળંગ (લગાતાર) બે મહિનાનાં રોઝા રાખવા, અને એની પણ તાકત ના હોય તો ૬૦ ફકીરોને બે ટાઈમનું ખાવાનું ખવડાવવું અથવા દરેક ફકીરને સદકએ ફિત્ર, એક કિલો ૫૭૪ ગ્રામ ૬૪૦ મીલીગ્રામ ઘંઉ અથવા એટલા ઘંઉની કીમત આપવી, કુલ વજન ૯૪ કિલો ૪૭૮ ગ્રામ ૪૦ મીલીગ્રામ છે.

(અલઅવઝાનુલ મહમૂદહ્, પેજ ૧૦૫)

સવાલ: એક જ ફકીરને ૬૦ દિવસનું અનાજ અથવા એટલા અનાજની કીંમત એક જ દિવસમાં આપી દીધી તો શું કફ્ફારો અદા થશે?

જવાબ : આ રીતે કફ્ફારો અદા નહિ થાય, ૬૦ ફકીરોને એક જ દિવસમાં ખવડાવે અથવા અનાજ આપે અથવા ૬૦ દિવસ સુધી એક ફકીરને ખવડાવે અથવા અનાજ આપે તો કફ્ફારો અદા થશે. (ઈસ્લામિફિકહ, પેજ ૧૯૯)

સવાલ: નમાઝ અને રોઝાનો ફિદયો કેટલો છે?

જવાબ : એક ફર્ઝ નમાઝ અથવા એક રોઝાનો ફિદયો એક કિલો ૫૭૪ ગ્રામ ૬૪૦ મીલીગ્રામ ઘંઉ અથવા એટલા ઘંઉની કીમત અથવા એક ફકીરને બે ટાઈમનું ખાવાનું ખવડાવવું છે. (જદીદ ફિકહીમસાઈલ, પેજ ૨૨૭)

સવાલ: રોઝાનો ફિદયો કયારે આપી શકાય છે?

જવાબ : જયારે રોઝો રાખવાની બિલ્કુલ તાકત ન હોય, અને ન

ત્યાર પછી કયારે પણ રાખી શકવાની ઉમ્મીદ (આશા) હોય તો એવી સ્થિતિમાં ફિદયો આપી શકાય છે, જો ફિદયો આપી દીધા પછી રોઝો રાખવાની તાકત આવી જાય તો રોઝાની કઝા જરૂરી છે.

(ફતાવા મહમૂદિય્યહ, પેજ ૨૭૧, ભાગ/૭)



## કસમના કફ્ફારાનું વર્ણન

સવાલ: કસમનો કફ્ફારો શું છે?

જવાબ : કસમનો કફ્ફારો એક ગુલામ આઝાદ કરવો અથવા દસ ફકીરોને ખાવાનું ખવડાવવું અથવા દરેક ફકીરને સદકએ ફિત્ર જેટલું અનાજ આપવું અથવા એટલા અનાજની કીંમત આપવી. કુલ વજન ૧૫ કિલો ૭૪૬ ગ્રામ ૪૦૦ મીલીગ્રામ ઘંઉ અથવા એટલા ઘંઉની કીંમત છે.

(અલઅવઝાનુલ મહમૂદહ્, પેજ ૧૦૫)



## હજ્જનું બયાન

સવાલ: હજ્જ કોને કહેવામાં આવે છે?

જવાબ : એહરામની હાલતમાં કઅ્બતુલ્લાહનો તવાફ અને ખાસ સમયમાં અરફાતનાં મેદાનમાં થોભવાને હજ્જ કહેવામાં આવે છે.

સવાલ: હજ્જ કયારે ફર્ઝ થઈ ?

જવાબ : સન હિજરી નવમાં હજ્જ ફર્ઝ થઈ.

(ઈલ્મુલફિકહ, પેજ–૧, ભાગ/૫)

સવાલ: હજ્જ કોના ઉપર ફર્ઝ છે?

જવાબ : મુસલમાન, અકલમંદ, આઝાદ ઉપર જે એટલા માલનો

માલિક હોય જેનાથી હજ્જનો ખર્ચ પૂરો થતો હોય અને તે ગાળાં દરમિયાન બાલબચ્ચાઓનાં ખર્ચનો બંદોબસ્ત હોય. (શામી, પેજ ૪૫૫, ભાગ/૧)

સવાલઃ હજ્જના ફર્ઝો કેટલા છે?

જવાબ : હજ્જના ફર્ઝો ત્રણ છેઃ

(૧) એહરામ (૨) અરફાતમાં રોકાણ (૩) તવાફે ઝિયારત.

સવાલઃ એહરામ કોને કહેવામાં આવે છે?

જવાબ : હજ્જ અથવા ઉમરહની નિય્યતથી મીકાત પર પહોંચીને ખાસ કપડાં પહેરવા અને તલબિયહ પઢવાને એહરામ કહેવામાં આવે છે. (ઈસ્લામિકફિકહ, પેજ ૨૬૧)

સવાલઃ શું મર્દ અને ઓરતના એહરામમાં કોઈ ફર્ક છે?

જવાબ : કેટલીક વસ્તુઓનો ફર્ક છેઃ

(૧) મર્દ માટે સીવેલા કપડાં પહેરવા જાઈઝ નથી અને ઓરત માટે સીવેલા કપડાં પહેરવા જાઈઝ છે.

(૨) મર્દના માટે માથું ઢાંકવું જાઈઝ નથી અને ઓરતના માટે માથું ઢાંકવું વાજિબ છે અને ચેહરા પર કપડું લગાવવું જાઈઝ નથી.

(૩) મર્દ ઝોરથી તલબિયહ પઢે અને ઓરત આહિસ્તાથી.

(ઈલ્મુલફિકહ, પેજ ૪૧૧, ભાગ/૫)

સવાલઃ તલબિયહ કોને કહેવાય છે?

જવાબ : લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક,

લબ્બૈક લા શરીક લક લબ્બૈક,

ઈન્નલ હમ્દ વન્નિઅ્મત લક વલ મુલ્ક,

લાશરીક લક.

(બુખારી શરીફ, પેજ ૨૧૦, ભાગ/૧)

સવાલઃ વુકૂફે અરફાત (અરફાતનું રોકાણ) કોને કહેવામાં આવે છે?

જવાબ : અરફાતના મેદાનમાં ખાસ સમયે પહોંચવાને વુકૂફે અરફાત

કહેવામાં આવે છે. (ઈલ્મુલફિકહ, પેજ ૭, ભાગ/૫)

સવાલઃ તવાફ કોને કહેવામાં આવે છે?

જવાબ : કઅૂબતુલ્લાહની આજુબાજુ ફરવાને તવાફ કહેવામાં આવે છે. (ઈલ્મુલ ફિકહ, પેજ ૭, ભાગ/૫)

સવાલઃ ઉપર જણાવેલ ફર્ઝોમાંથી એક પણ ફર્ઝ છૂટી જાય તો શું હુકમ છે?

જવાબ : હજ્જ અદા થશે નહિ.

સવાલઃ હજ્જના વાજિબાત કેટલા છે?

જવાબ : હજ્જ ના વાજિબાત પાંચ છે:

(૧) વુકૂફે મુઝદલિફહ (મુઝદલિફહ ખાતે રોકાણ),

(૨) રમીએ જમરાત, શૈતાનોને કાંકરીઓ મારવી,

(૩) સઈ કરવી (સફા મરવા વચ્ચે દોડવું).

(૪) માથું મુંડાવવું,

(૫) તવાફે વિદાઅ. (ઈસ્લામિફિકહ, પેજ ૨૬૭)

સવાલઃ હજ્જના ખાસ દિવસો કેટલા છે? અને એનાં અમલો (કાર્યો) શું છે?

જવાબ : હજ્જના પાંચ દિવસો ખાસ છે:

**હજ્જનો પહેલો દિવસ, આઠમી ઝિલ્હજ્જઃ**

એહરામની હાલતમા મકકહ મુકર્રમહથી મિના માટે નીકળવું અને મિનામાં ફજર, ઝોહર, અસર, મગરિબ, ઈશા પઢવાની છે. રાત મિનામાં કિયામ કરવાનો છે.

**હજ્જનો બીજો દિવસ,નવમી ઝિલ્હજ્જઃ**

ફજરની નમાઝ મિનામાં અદા કરીને, સૂર્ય ઉગ્યા પછી અરફાત માટે નીકળવું, મસ્જિદે નમિરહમાં ઈમામ સાહબ સાથે નમાઝ પઢવાની સૂરતમાં ઝોહર અસર એક સાથે અદા કરવાની છે.એક અઝાન અને બે ઈકામતોથી, ત્યાર પછી સુર્ય આથમ્યા સુધી વુકૂફે અરફાત કરવું, અને જો મસ્જિદે

મસ્જિદે નમિરહમાં ઈમામ સાથે બંને નમાઝો જમાઅતથી ના પઢી શકયા હોય, અને એકલા પઢો તો બંને નમાઝો (ઝુહર–અસર) તેના ટાઈમે જ પઢો. મગરિબના ટાઈમે મગરિબની નમાઝ પઢયા વગર મુઝદલિફહ માટે રવાનગી.મગરિબ અને ઈશાની નમાઝો એક અઝાન અને એક ઈકામતથી ઈશાના ટાઈમે મુઝદલિફહમાં અદાની નિય્યતથી ભેગી પઢવી. રાત્રે મુઝદલિફહમાં કિયામ કરવું.

**હજ્જનો ત્રીજો દિવસ,દસમી ઝિલ્હજ્જ:**

ફજરની નમાઝ મુઝદલિફામા પઢવી, સુબ્હે સાદિકથી ખૂબ અજવાળું થતાં સુધી મુઝદલિફહમાં થોભવું, તુલૂએ આફતાબથી થોડાક પહેલાં મુઝદલિફહ થી મિના વાપસી, મીના પહોંચીને સૌથી પહેલાં મોટા શૈતાનની રમી કરવી, પછી કુર્બાની કરવી, પછી માથાના વાળ કતરાવવા અથવા મૂંડાવવા,પછી તવાફે ઝિયારત માટે મકકહ મુકર્રમહ જવું, રાત્રે મિનામાં કિયામ કરવું.

**હજ્જનો ચોથો દિવસ, અગ્યારમી ઝિલ્હજ્જ:**

ઝવાલથી લઈ ગુરૂબે આફતાબ સુધીમાં મિનામાં રમી કરવી, પહેલાં નાના શૈતાનને રમી કરવી, પછી વચલા શૈતાનને રમી કરવી, પછી મોટા શૈતાનને રમી કરવી, ગઈ કાલે તવાફે ઝિયારત ના કર્યો હોય તો આજે કરી લો, રાત્રે મિનામાં કિયામ કરવો.

**હજ્જનો પાંચમો દિવસ, બારમી ઝિલ્હજ્જ:**

ઝવાલ થી લઈ ગુરૂબે આફતાબ સુધીમાં મિનામાં રમી કરવી,પહેલાં નાના શૈતાનને રમી કરવી, પછી વચલા શૈતાનને રમી કરવી, પછી મોટા શૈતાનને રમી કરવી, પરમ દિવસે તથા ગઈ કાલે (એટલે ૧૦, ૧૧, ઝિલ્હજ્જે) તવાફે ઝિયારત ના કર્યો હોય તો આજે કરી લો, સુર્ય આથમતા પહેલાં મકકા મુકર્રમહ રવાનગી.



# ઉમરહનું બયાન

**સવાલ:** ઉમરહ કોને કહે છે?

**જવાબ :** એહરામ બાંધીને કઅ્બતુલ્લાહનો તવાફ કરવો અને સફા મરવા વચ્ચે સઈ (દોડવાને) કરવાને ઉમરાહ કહે છે.

**સવાલ:** ઉમરહના ફર્ઝો કેટલા છે?

**જવાબ :** ઉમરહના બે ફર્ઝો છે:

(૧) એહરામ બાંધવું,

(૨) તવાફ, (ઉમદતુલ ફિકહ, પેજ ૩૦૮,ભાગ/૪)

**સવાલ:** ઉમરહના વાજિબાત કેટલા છે?

**જવાબ :** ઉમરહના બે વાજિબ છે:

(૧) સઈ કરવી,

(૨) માથું મુંડાવવું અથવા વાળ કપાવવા.

(ઉમદતુલ ફિકહ, પેજ ૩૦૯, ભાગ/૪)

**સવાલ:** ઉમરહની રીત શું છે?

**જવાબ :** મીકાતથી ઉમરહની નિય્યત કરીને એહરામ બાંધી મસ્જિદે હરામમાં બાબુસ્સલામ અથવા બાબુલ ઉમરહથી દાખલ થાય,હજરે અસ્વદને બોસો આપે (ચુંબન) આપે અને તલબિયહને મૌકૂફ (બંધ) કરી દે. એના પછી કઅબહ શરીફની આસપાસ સાત (૭)ચકકર ફરે, (તવાફ કરે), પહેલા ત્રણ ચકકરમાં રમલ કરે (છાતી કાઢીને ચાલે) અને એહરામની ચાદરને જમણા ખભાની નીચેથી કાઢીને ડાબા ખભા ઉપર નાંખીને તવાફ કરે, અને તવાફ કર્યા પછી મકામે ઈબ્રાહીમ પર નમાઝ પઢીને હજરે અસ્વદને બોસો આપે (ચુમે) અને બાબુસ્સફા તરફ જાય અને સફા મરવહની સઈ કરે, સઈ પછી માથાનાં વાળ મુંડાવી નાંખે અથવા કપાવી નાંખે અને હલાલ થઈ જાય.

સવાલ: અય્યામે તશરીક કોને કહે છે?

જવાબ : ઝિલ્હહજ્જની ૧૧, ૧૨,૧૩ તારીખને અય્યામે તશરીક કહેવામાં આવે છે.

સવાલ: તકબીરે તશરીક કોને કહે છે?

જવાબ : અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વ લિલ્લાહિલ હમ્દ. આ કલિમાત (શબ્દો)ને તકબીરે તશરીક કહે છે.

સવાલ: તકબીરે તશરીક કયારે અને કોના ઉપર કહેવી વાજિબ છે.

જવાબ : નવમી ઝિલ્હહજ્જની ફજરની નમાઝથી લઈ તેરમી ઝિલ્હહજ્જની અસરની નમાઝ સુધી દરેક ફર્ઝ નમાઝ પછી બધા નમાઝીઓએ ઉચા અવાઝે એક વખત તકબીરે તશરીક કહેવી વાજિબ છે.ઓરત ધીમા અવાજથી કહે



# કુર્બાનીનું બયાન

સવાલ: કુર્બાની કોના ઉપર વાજિબ છે?

જવાબ : દરેક મુસલમાન મર્દ ઓરત અકલમંદ અને બાલિગ મુકીમ ઉપર જે સદકએ ફિત્રના નિસાબનો માલિક હોય તેના ઉપર કુર્બાની વાજિબ છે ભલે તે કુર્બાનીના છેલ્લા દિવસે આ નિસાબનો માલિક થયો હોય.

સવાલ: કુર્બાનીની મસ્નૂન રીત અને તેની દુઆ શું છે?

જવાબ : કુર્બાનીનાં જાનવરને કિબ્લા તરફ ડાબા પડખે સુવડાવી આ દુઆ પઢે: ઈન્ની વજજહતુ વજહિ–ય લિલ્લઝી ફતરસ સમાવાતિ વલ અર્દિ હનીફંવ વમા અના મિનલ મુશ્રિકીન, ઈન્ન સલાતી વ નુસુકી વ મહયાય વ મમાતિ લિલ્લાહિ રબ્બિલ આલમીન, લાશરીક લહૂ વ બિઝાલિક ઉમિરતુ વ અના અવ્વલુલ મુસ્લિમીન, અલ્લાહુમ્મ મિન્ક વ લ–ક (ઈબ્નેમાજા, પેજ ૨૩૨) બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર

કહીને જાનવરના ગળા ઉપર છરી ફેરવે.

અર્થ: મેં બધીજ રીતે પોતાની ઝાતને અલ્લાહની તરફ કરી લીધી કે જેણે આસ્માનો અને જમીનને પેદા કર્યા અને હુ શિર્ક કરવાવાળાઓમાંથી નથી. સાચે જ મારી નમાઝ, મારી કુર્બાની, મારી ઝિંદગી અને મૃત્યુ બધું જ તે અલ્લાહ માટે છે કે જે તમામ જગતોનો પાલનહાર છે, તેનો કોઈ ભાગીદાર (શરીક) નથી, આનો જ મને હુકમ કરવામાં આવ્યો છે અને હું મુસલમાનોમાંથી છું, હે અલ્લાહ! આ આપનું જ આપેલું છે અને આપના દરબારમાં જ પેશ કરીએ છીએ.

## કુર્બાની પછીની દુઆ

અલ્લાહુમ્મ તકબ્બલ મિન્ની કમા તકબ્બલ્ત મિન હબીબિક મુહમ્મદિન વ ખલીલિક ઈબ્રાહીમ (મુસ્લિમ શરીફ, પેજ ૧૫૬, ભાગ/૨)

અર્થ: હે અલ્લાહ! આ કુર્બાનીને મારા તરફથી કબૂલ ફરમાવો, જેવી રીતે આપે આપના હબીબ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપના દોસ્ત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની કુર્બાની કબૂલ ફરમાવી.

જો કુર્બાની બીજાના તરફથી હોય તો "મિન્ની"ની જગ્યાએ "મિન" કહીને તેનું નામ લે જેના તરફથી કુર્બાની કરવાની હોય.



## નિકાહનું બયાન

સવાલ: નિકાહ પઢાવવાની રીત શું છે?

જવાબ : નિકાહ પઢાવવાવાળો નિકાહનો ખુત્બો પઢયા પછી વકીલ અને બે ગવાહોની હાજરીમાં છોકરાથી કહે "ફલાણાની છોકરી ફલાણી"ના નિકાહ આટલી રકમ મહર પેટે તમારી સાથે કરી રહયા છીએ, શું તમે એને કબૂલ કર્યો? છોકરો કહે

"કબૂલ છે" એટલે નિકાહ થઈ ગયા.

સવાલ: મહેર ઓછામાં ઓછી કેટલી હોવી જોઈએ જેનાથી ઓછી મહેર નકકી કરવી ઠીક નથી.

જવાબ : મહેર ઓછામાં ઓછી દસ દિરહમ છે, જેનું વજન ગ્રામના હિસાબે ૩૦ ગ્રામ ૬૧૮ મીલીગ્રામ ચાંદી અથવા એટલી ચાંદીની કીંમત છે, એનાથી ઓછી મહેર દુરૂસ્ત નથી. (અલઅવઝાનુલ મહમૂદહ્, પેજ ૧૦૦)

સવાલ: મહરે ફાતિમીનું પ્રમાણ કેટલું છે?

જવાબ : મહરે ફાતિમીનું પ્રમાણ પાંચસો દિરહમ છે, જેનું વજન ગ્રામ પ્રમાણે એક કિલો, ૫૩૦ ગ્રામ, ૯૦૦ મીલીગ્રામ ચાંદી અથવા તેની કીમત છે. (અલઅઝાનુલ મહમૂદહ્, પેજ ૨૪૬, ભાગ/૨)



# ચાલીસ હદીસો

કાલન્નબીય્યુ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મન હફિઝ અલા ઉમ્મતી અરબઈનં હદીસમ મિન સુન્નતી અદખલહૂ યવમલ કિયામતિ ફી શફાઅતી. (કશફુલ ખફાઅ, પેજ ૨૪૬, ભાગ/૨)

અર્થ: જેણે મારા માર્ગની ૪૦ હદીષો મારી ઉમ્મતના ફાયદા માટે યાદ કરી તો કયામતના દિવસે હું મારી શફાઅત (ભલામણ)માં દાખલ કરીશ.

નોધ: આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખૂશખબરીના કારણે સેંકડો ઉલમાએ પોતાના શોખ અને ઝમાનાની જરૂરતને લઈને ૪૦ હદીસોનું સંપાદન કર્યું અને દરેક યુગમાં મદ્રસાઓ અને મકાતિબો (નાઝિરા તા'લીમની શાળાઓ) અને ધાર્મિક ખાનદાનોમાં છોકરાઓને ૪૦ હદીસો યાદ કરાવવાનો રિવાજ રહયો છે, જેથી છોકરાઓનું દિલ નુબુવ્વતની વાતોની બરકતોથી આબાદ અને

રિસાલતની ઝબાને (નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નીકળેલ ખૂશખબરીઓથી વાકેફ થાય.આ સંગ્રહ પણ અસ્લાફ (પૂર્વજો)ની પેરવી (અનુકરણ) અને હદીસની ખૂશખબરી પ્રાપ્ત કરવાની ગરજથી સેવામાં હાજર છે.

(૧) ષમનુલ જન્નતિ "લાઈલાહ ઈલ્લલ્લાહુ" (ઈબ્ને અદી)
અર્થઃ જન્નતની કીંમત "લાઈલાહ ઈલ્લલ્લાહુ" છે.

(૨) અફશુસ્સલામ બય્નકુમ તહાબ્બૂ. (હાકિમ)
અર્થ:તમે પરસ્પર સલામને ફેલાવો એનાથી મહોબ્બત પેદા થશે

(૩) તસાફહૂ યુઝહિબિલ ગિલ્લ મિન કુલૂબિકુમ. (દયલમી)
અર્થઃ મુસાફહા (હસ્ત મેળાપ) કર્યા કરો, કારણ કે મુસાફહા તમારા દિલોથી કપટને દૂર કરે છે.

(૪) ઈઝા અતયતુમુલ ગાઈત ફલા તસ્તકબિલૂલ કિબ્લત વલા તસ્તદબિરુહા. (બુખારી)
અર્થઃ જયારે તમો જાજરૂમાં (પેશાબ – પાખાના માટે ) જાઓ ત્યારે કિબ્લા તરફ મોઢું અને પીઠ ના કરો.

(૫) અસ્સિવાકુ શિફાઉમ મિન કુલ્લી દાઈન ઈલ્લસ સામ્મ. (દયલમી)
અર્થ:મિસ્વાક તમામ બીમારીઓ માટે શિફા છે,સિવાય કે મૌત

(૬) અસ્સલાતુ નુરૂલ મુઅ્મિનિ. (નસાઈ, તિરમિઝી, અબૂદાઉદ)
અર્થઃ નમાઝ મુઅ્મીનનું નૂર છે.

(૭) દુઆઉ અત્ફાલિ ઉમ્મતી યુસ્તજાબુ, મા લમ યુકારિબૂઝઝુનૂબ. (દયલમી)
અર્થઃ મારી ઉમ્મતના (નિર્દોષ) બાળકોની દુઆ કબૂલ થાય છે, જયાં સુધી કે તે ગુનાહ ન કરે.

(૮) સમ્મિલ્લાહ વ કુલ બિયમીનિક વ કુલ મિમ્મા યલીક.
(મુતતફક અલયહિ)
અર્થઃ બિસ્મિલ્લાહની સાથે (ખાવાનું શરૂ કરો) જમણા હાથેથી

ખાઓ અને પોતાની સામેથી ખાયા કરો.

(૯) અન્નફખુ ફિત્તઆમિ યઝહબુ બિલ બરકતિ. (દયલમી)
અર્થ :ખાવાની ચીઝને ફૂંક મારીને ખાવાથી બરકત ચાલી જાય છે

(૧૦) લા તનફફસ ફીલ ઈનાઈ વલા તનફુખ ફીહિ. (બયહકી)
અર્થઃ પાણીનાં વાસણમાં શ્વાસ ન લો અને ન તેમાં ફૂંક મારો.

(૧૧) અશ્શુરબુ મિન ફઝલિ મુઅ્મિનિ શિફાઉન. (દયલમી)
અર્થઃ મુસલમાનનું વધેલું પાણી પીવામાં શિફા છે.

(૧૨) ખયરૂકુમ મન તઅલ્લમલ કુર્આન વ અલ્લમહૂ (બુખારી)
અર્થઃ તમારામાં શ્રેષ્ઠ માણસ તે છે જે કુર્આન શીખે અને શીખવાડે.

(૧૩) તનફફઝૂ ફઈન્નલ ઈસ્લામ નઝીફૂન. (ઈબ્ને હિબ્બાન)
અર્થઃ ચોખ્ખા રહો, કારણકે ઈસ્લામ પવિત્ર અને ચોખ્ખો ધર્મ છે.

(૧૪) ઈઝા લબિસ્તુમ અવ તવઝઝઅતુમ ફબ્દઉ બિમયામિનિકુમ.
(ઈમામ અહમદ)
અર્થઃ જયારે તમો કપડાં પહેરો અથવા વુઝૂ કરો તો જમણી તરફથી શરૂઆત કરો.

(૧૫) મન તશબ્બહ બિકવ્મિન ફહુવ મિન્હુમ. (અબૂદાઉદ)
અર્થઃ જે માણસ (કોઈપણ વસ્તુમાં) જે કોમની સરખામણી (સમરૂપતા ધારણ) કરે છે, તે તેમનામાંથી છે.

(૧૬) મન તલબલ ઈલ્મ તકફફલલ્લાહુ લહૂ બિરિઝકિહી.(દારે કુતની)
અર્થઃ જે ઈલ્મે દીન પ્રાપ્ત કરે છે તેની રોઝી માટે અલ્લાહ તઆલા કફીલ (ઝિમ્મેદાર) થઈ જાય છે.

(૧૭) અલ્ઈલ્મુ ફીસ્સિગરિ કન્નકશિ ફીલ હજરિ. (બયહકી)
અર્થઃ બાળપણમાં ઈલ્મ પ્રાપ્ત કરવું પત્થરની કોતરણીની જેમ મજબૂત (કાયમી) હોય છે.

(૧૮) લા યમસ્સુલ કુર્આન ઈલ્લા તાહિરૂન. (અબૂદાઉદ)
અર્થઃ વુઝૂ વગર કુર્આન શરીફને હાથ ન લગાવો.

(૧૯) ઝય્યીનુલ કુર્આન બિઅસ્વાતિકુમ. (ઈમામ અહમદ રહ.)

અર્થઃ તમારા સારા અવાજથી કુર્આન શરીફને શણગારો.

(૨૦) રિઝર્રબ્બિ ફી રિઝલ વાલિદિ, વ સખતુર્રબ્બિ ફી સખતિલ વાલિદિ. (તિરમિઝિ)

અર્થઃ અલ્લાહ તઆલાની ખૂશી બાપની ખૂશીમાં છે, અને અલ્લાહની નારાઝગી બાપની નારાઝગીમાં છે.

(૨૧) મા અસ્ફલ મિન કઅબય્નિ મિનલ ઈઝારિ ફીન્નારિ. (બુખારી)

અર્થઃપગની ઘુંટણીઓથી નીચે ઈજાર પહેરનાર જહન્નમમાં જશે

(૨૨) ઈત્તિકૂલ્લાહ વ સિલૂ અરહામકુમ. (ઈબ્ને હિબ્બાન)

અર્થઃ અલ્લાહથી ડરો અને તમારા સગા–સંબધીઓ સાથે સારો વર્તાવ કરો.

(૨૩) અલજારુ કબ્લદદારિ વ ર્રફીકુ કબ્લ ત્તરીક. (તિબરાની)

અર્થઃ ઘર લેતાં પહેલા પાડોશી અને સફર કરતાં પહેલાં સાથીદારને જુઓ.

(૨૪) ખૈરુન્નાસિ અન્ફઅુહુમ લિન્નાસિ.

અર્થઃ શ્રેષ્ઠ માણસ તે છે જે બીજાઓને ફાયદો પહોંચાડે.

(૨૫) અર્રિફકુ રઅસુલ હિકમતિ.

અર્થઃ નરમી હિકમતનું મૂળ છે.

(૨૬) મન દફઅ ગજબહૂ દફઅલ્લાહુ અન્હુ અઝાબહૂ, મન હફિઝ લિસાનહૂ સતરલ્લાહુ અવ્રતહૂ.

અર્થઃ જે પોતાના ગુસ્સાને પી જશે, અલ્લાહ તેનાથી અઝાબને દૂર કરી દેશે, જે પોતાની ઝબાનની હિફાઝત કરશે અલ્લાહ તઆલા તેની બદીઓને છુપાવશે.

(૨૭) મન સમત નજા. (ઈમામ અહમદ રહ.)

અર્થઃ જે ચુપ રહયો તેણે નજાત (છુટકારો) મેળવ્યો.

(૨૮) ખૈરુન્નાસિ અહસનુહુમ ખુલુકન. (તિબરાની)

અર્થઃ બધાથી શ્રેષ્ઠ માણસ તે છે જેનું આચરણ સારું હોય.

(૨૯) લા યદખુલુલ જન્નત ઈલ્લા રહીમુન. (ઈમામ અહમદ રહ.)

અર્થ:રહમ કરવાવાળો જ જન્નતમાં દાખલ થશે.

(૩૦) અલ્કરીમુ ઈઝા કદર અફા. (દયલમી)
અર્થઃ કરીમ (દયાળુ) તે છે કે જે તાકાત હોવા છતાં માફ કરી દે.

(૩૧) ઈઝા જાઅકુમ ઝઝાઈરુ ફઅકરિમુહૂ. (દયલમી)
અર્થઃ જયારે કોઈ તમને મળવા આવે તો તમે તેની ઈઝઝત (આવકાર) કરો.

(૩૨) મન તકબ્બર વઝઅહુલ્લાહુ. (દયલમી)
અર્થઃ જે ઘમન્ડ કરે છે, અલ્લાહ તઆલા તેને અપમાનિત કરે છે.

(૩૩) ઈઝા ગઝિબ અહદુકુમ ફલ્યસ્કુત. (ઈમામ અહમદ રહ.)
અર્થ:જયારે તમારામાંથી કોઈને ગુસ્સો આવે તો ચુપ થઈ જાય.

(૩૪) અલ હયાઉ લા યઅ્તી ઈલ્લા બિખયરિન. (બુખારી, મુસ્લિમ)
અર્થઃ શરમ ભલાઈ તરફ જ બોલાવે છે.

(૩૫) ઈઝા ઝરબ અહદુકુમ ફલ્યત્તકિલ વજહ. (અબૂદાવૂદ)
અર્થઃ જયારે કોઈ કોઈને મારે તો મોઢા પર ન મારે.

(૩૬) ઉઅ્તુલ અજીર અજરહૂ કબ્લ ઐય યજુફફ અરકહૂ. (ઈબ્ને માજહ)
અર્થઃ મજૂરને તેનો પરસેવો સુકાતા પહેલાં તેની મજૂરી આપી દો.

(૩૭) લાઈમાન લિમન લા અમાનત લહૂ, વલા દીન લિમન લા અહદ લહૂ. (તરગીબ)
અર્થઃ જેનામાં અમાનતદારી નથી (અમાનતને પુરેપુરી અદા નથી કરતો) તેનું ઈમાન નથી, અને તેનો ધર્મ નથી જે વાયદાને પૂરો નથી કરતો.

(૩૮) અન્નસ્રુ મઅસ્સબરિ. (ખતીબ બગદાદી)
અર્થઃ સબ્ર (ધીરજ) કરવામાં અલ્લાહની મદદ મળે છે.

(૩૯) અત્તાહિરુ ન્નાઈમુ કસ્સાઈમિલ કાઈમિ. (દયલમી)
અર્થઃ વુઝૂની સ્થિતિમાં સૂઈ જનાર વ્યકિત રાત જાગનાર રોઝેદારની જેમ છે.

(૪૦) મન સલ્લા અલય્ય મર્રતન વાહિદતન સલ્લલ્લાહુ અલયહિ અશરન. (મુસ્લિમ)

અર્થ: જે મુસલમાન બંદો મારા ઉપર એક વખત દુરૂદ મોકલે છે અલ્લાહ તઆલા તેના પર દસ રહમતો ઉતારે છે.



# હઝરત લુકમાન (અલયહિસ્સલામ)ની નસીહતો

(૧) ઓ વહાલા ! અલ્લાહને ઓળખ.

(૨) બીજાને શીખામણ આપતા પહેલાં પોતે તેના ઉપર અમલ કર.

(૩) પોતાના દરજ્જા પ્રમાણે વાત કર.

(૪) બીજાઓનાં હોદ્દાઓ (રૂત્બાઓ)નો પણ ખ્યાલ રાખ.

(૫) દરેકના હકને જાણ.

(૬) પોતાના ભેદ (ખાનગી વાત)ને સાચવી રાખ.

(૭) મિત્રની મુસીબત વખતે કસોટી કર.

(૮) અકલમંદની સાથે મિત્રતા કર.

(૯) આજ્ઞાની માણસો સાથેની સોહબત (સંગ)થી પરહેઝ કર.

(૧૦) ઉલમાના સંગને સદભાગ્ય સમજ.

(૧૧) નફસ (મન)ને સુધારવાની ચિંતા કર.

(૧૨) અકલમંદ (બુધ્ધીશાળી) અને નેક માણસથી મશ્વેરો કર.(અભિપ્રાય લે.)

(૧૩) સારા કામો માટે પ્રયત્ન કર.

(૧૪) નેકી કર અને લોકોને નેકીની રીત શીખવાડ.

(૧૫) બુરાઈથી દૂર રેહ અને લોકોને બુરાઈથી દૂર રાખવાની કોશીશ કર.

(૧૬) બધાને પોતાનાથી સારા સમજ.

(૧૭) લોકોને રાહત પહોંચાડવાની કોશીશ કર.
(૧૮) નમાઝમાં દીનની, મજલિસમાં ઝબાનની, ગુસ્સામાં હાથની, દસ્તરખ્વાન પર પેટની હિફાઝત કર.
(૧૯) ભાગ્યમાં મળેલ રોઝી પર કનાઅત કર, (સંતોષ માની લે.)
(૨૦) પોતાના નફસ (મન)ને મેહનતની ટેવ (આદત) પાડ.
(૨૧) જવાનીને ગનીમત (સદભાગ્ય) સમજ.
(૨૨) જવાનીમાં દીન અને દુનિયાનાં કામો દુરૂસ્ત કર.
(૨૩) જે કામ ખાલિક (સર્જક) માટે હોય તેમાં લોકોનો ભય ન રાખ
(૨૪) વાત દલીલની સાથે કર.
(૨૫) ઓરતો ઉપર ભરોસો ન કર.
(૨૬) મદદકર્તા અને મિત્રોને પ્રિય રાખ.
(૨૭) મિત્ર અને શત્રુ સાથે હસતાં મોઢે મુલાકાત કર.
(૨૮) માં–બાપને સદભાગ્ય સમજ.
(૨૯) ઉસ્તાદને બાપથી સારા સમજ.
(૩૦) આવક પ્રમાણે ખર્ચ કર.
(૩૧) દરેક કામમાં મધ્યમ રસ્તો અપનાવ.
(૩૨) સખાવત (દાન) કરવાની આદત (ટેવ) રાખ.
(૩૩) મહેમાનની સેવાને જરૂરી સમજ.
(૩૪) કોઈનાં ઘરે જાય તો આંખ અને ઝબાનની હિફાઝત (સાચવણી) કર.
(૩૫) શરીર અને કપડાં પાક–સાફ રાખ.
(૩૬) હક ઉપર ચાલનાર જમાઅત (વર્ગ)નો સાથ આપ.
(૩૭) અવલાદને જ્ઞાન સંસ્કાર (અદબ) શીખવાડ.
(૩૮) જે પોતાને પસંદ નથી તે બીજા માટે પસંદ ન કર.
(૩૯) ઓછુ ખાવા, ઓછુ સૂવા, અને ઓછુ બોલવાની ટેવ (આદત) બનાવ.
(૪૦) રાત્રે ધીમેથી અને દિવસે ચારે તરફ જોઈને કર.

(૪૧) કોઈને બીજાની સામે શર્મીન્દા ના કર.
(૪૨) અકકલ, હોશયારી અને સમજી વિચારીને કામ કર.
(૪૩) શીખ્યા વગર ઉસ્તાદી ન કર. (ભણાવ નહી)
(૪૪) ઓરતો અને બાળકોને ભેદની (ખાનગી) વાત ન કર.
(૪૫) કમીનો (દુષ્ટો)થી વફાદારીની આશા નહી રાખ.
(૪૬) સમજયા અને વિચાર્યા વગર કોઈ કામ ના કર.
(૪૭) જે કામ ન કર્યુ હોય તેને કરેલું નહી સમજ.
(૪૮) આજનું કામ કાલ ઉપર ના છોડ.
(૪૯) મોટાઓથી મઝાક ના કર.
(૫૦) બુઝુર્ગોથી લાંબી વાત ના કર.
(૫૧) કોઈને અવિવેકી (બેઅદબ)ના બનાવ.
(૫૨) ઝરૂરતમંદને નિરાશ ના કર.
(૫૩) ભૂતકાળના ઝઘડાને યાદ ના કર.
(૫૪) પોતાનો માલ દોસ્ત અને દુશ્મનને ના બતાવ.
(૫૫) સગા સંબધીઓથી સંબધ ના તોડ.
(૫૬) કોઈની ઉપર આંગળી ના ચીંધ.
(૫૭) કોઈની નિંદા, બુરાઈ ના કર.
(૫૮) લોકોની સામે દાંતોમાં ખિલાલ ના કર.
(૫૯) નાકમાં આગળી ના નાખ.
(૬૦) બગાસા વખતે મોઢા ઉપર હાથ રાખ.
(૬૧) લોકોની સામે આળસ મરડીશ નહિ.
(૬૨) બેકાર વાતો ના કર.
(૬૩) કહયા પછી વાત બીજી વખત ના બોલ.
(૬૪) પોતાના અને આપણા ઘરના માણસોનાં વખાણ બીજાની સામે ના કર.
(૬૫) પોતાને સ્ત્રીઓની જેમ શણગારીશ નહિ.
(૬૬) બાળકોનો દરેક ઈચ્છા પૂરી ના કર.

(૬૭) વાત કરતી વખતે હસ્ત મેળાપ કર.
(૬૮) મુર્દાઓ (મર્હૂમો)ને બુરાઈથી યાદ ના કર.
(૬૯) લડાઈ ઝઘડાથી બચ. (પરહેઝ કર)
(૭૦) પોતાનું ખાવા બીજાનાં દસ્તરખ્વાન (ભાણા) પર ખાઈશ નહિ
(૭૧) કામમાં ઉતાવળ ના કર.
(૭૨) દુનિયા ખાતર પોતાને તકલીફમાં ના નાખ.
(૭૩) ગુસ્સા વખતે પણ વાત સમજીને બોલ.
(૭૪) બાંયોથી નાક સાફ ના કર.
(૭૫) સૂર્યોદય વખતે સૂવુ નહિ.
(૭૬) લોકોની સામે ખાઈશ નહિ.
(૭૭) વૃધ્ધોથી આગળ ન ચાલ.
(૭૮) બીજાઓની વાતોમાં દખલગીરી ના કર.
(૭૯) ચાલતી વખતે નઝર નીચી રાખ, આમ–તેમ ના જો.
(૮૦) મહેમાનની સામે કોઈના ઉપર ગુસ્સો ના કર.
(૮૧) મહેમાનથી કામ ના કરાવીશ.
(૮૨) પાગલ થી વાત ના કર.
(૮૩) દુનિયાના નફા નુકશાન માટે પોતાની આબરૂ બરબાદ ના કર
(૮૪) બીજાઓનો ઝઘડો પોતાના માથે ના લે.
(૮૫) ઝઘડા ફસાદથી દૂર રેહ.
(૮૬) બીજાઓનો એટલો ખ્યાલ (રિઆયત) ના કર કે પોતે બેઆબરૂ થઈ જાય.
(૮૭) નમ્ર બનીને રેહ.
(૮૮) ઘમન્ડ (ગર્વ) ના કર.
(૮૯) વડીલોનો અદબ કર.
(૯૦) નાના માણસો, છોકરાઓ ઉપર મેહરબાની કર.
(૯૧) બીજાના માલની લાલચ ન રાખ.
(૯૨) શંકા કુશંકાથી બચીને રેહ.

(૯૩) જૂઠથી બચ.

(૯૪) બધાનાં સન્માનનો ખ્યાલ રાખ.

(૯૫) દરેક હાલતમાં શુક્ર કરવાવાળો રેહ.

(૯૬) પોતાની જરૂરતથી વધારે માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કર.

(૯૭) દુનિયાની મુસીબતોને આસાન સમજ.

(૯૮) દુનિયાનાં થોડા માલ પર રાઝી રેહ.

(૯૯) ઈતરાઈને ન ચાલ.

(૧૦૦)મોતને દરેક વખતે નઝર સામે રાખ.

## સમાપ્ત



M.K. Offset Printers, Delhi (M) 9810093901